જુદી જુદી નાજુક ખાસિયતો વાળા એવા માનવ–મેળાને સૌરાષ્ટ્રનાં સાહિત્ય, સંસ્કાર, પુરાતનતા, વગેરે બધું જ એક સામટું 'કન્ડેન્સ્ડ મીલ્ક'ના ડબ્બામાં ઠાંસેલુ જોઇએ છે. દિવસે દિવસનો તેઓ કાર્યક્રમ માગે છે. એવું દર્શન કરાવવું અતિ કઠિન છે.

આવનારાંની ઉત્સુકતા સાચા હૃદયની હોય છે, અંતઃકરણમાં સોરઠ પ્રત્યે જીજ્ઞાસા જન્મી હોય છે, થોડું નિહાળીને પણ ઘણું પકડી લ્યે તેવી દિલમોજ અને પૂજ્ક આંખો હોય છે, પરંતુ તેમને વખત નથી. એટલે તેઓને તમામ રાંધેલી વાનીઓ મેજ પર અમૂક કલાકને ટકોરે પિરસેલી જોઇએ છે. અક્કેક વેકેશનમાં ફક્ત એક ચોકસ ક્ષેત્ર જ નથી જોવું, બધું ગામટું જોઇ કાઢવું છે.

—ને સૌરાષ્ટ્રની આગગાડીઓ હવે તો એ રીતનું રાંધણું રાંધી પિરસી દેવાને તૈયાર થઇ ગઇ છે. પંદર કે પચીસ પ્રવાસીઓનું ટોળુ ઝડસડાટ પોરબંદર, વેરાવળ, નવાનગર અને ભાવનગર જેવાં બબ્બે સ્થળો અક્કેક દિવસમાં પતાવી, મુકરર તારીખે પાછુ વળી શકે છે. પરંતુ આ પ્રવાસો કેવળ 'સાઇટ સીઇંગ'માં જ પરિણમે છે. સૌરાષ્ટ્ર જોઇ આવ્યાના ઉપલક સંતોષની નીચે તે બધાં ભાઇ-બહેનોનાં હૃદયમાં એક શૂન્યતાની લાગણી વહેતી હોય છે.

દર્શન પોતે ફરી, લખી, એનો માનસિક સમાગમ સહુ લોકોને કરાવવો. એ કર્તવ્ય સમજીને હું પણ સોરઠના આ નાનકડા પ્રવાસોના ચિત્રો દોરૂં છું.

માત્ર કુદરતના પ્રેમીજનો જે હશે, તેને તો સોરઠની બહાર સ્થળે સ્થળે પ્રકૃતિ–સૌંદર્ય મળી રહેશે.

માત્ર લજ્જતથી ભટકવાને જ નીકળનારાઓ સારૂ પણ આંહી કશી અધિકતા નથી.

શિલ્પ સ્થાપત્યની કળાના પણ કોઇ અદ્ભુત અવશેષો આંહી નથી પડ્યા.

માત્ર પુરાતનતાના આશકો–શોધકોને પણ બીજા અનેક વધુ રસદાયક ખંડેરો જડી રહેશે.

સૌરાષ્ટ્રના સ્થાનોમાં જે રસ વહે છે તે તેની સાથે અંકિત થએલા ઇતિહાસનો, લોકકથાઓનો, જાતિઓની જૂની તવારીખોનો અને ગીતકવિતાના સાહિત્યનો મિશ્ર રસ છે. એટલે કે દરેક સ્થળે બાઝેલા સોરઠી લોકસમૂહના સંસ્કાર–પોપડા આપણને ઉત્કંઠિત બનાવી શકે, તો જ એનો રસ છે.

અમૂક પહાડ, ખડક, દરિયાની ગાળી, ટાપુ, અથવા મેનોપ્રેયો ખ્વાસી : એને દીઠ્યે મારા જેવાનો પ્રાણ થનગની ઉઠે, કેમકે મારી સ્મૃતિમાં સંઘરાએલાં એના પુરાતન ઇતિહાસ–સ્મરણો તત્ખણ સળગવા લાગે છે. બીજાને એ જ સ્થળોનો કે માનવીઓનો કશો ય મહિમા ન લાગે.

એના નાકે જ મા । પ્રવાસનું વૃત્તાન્ત માગી અમુક ઉર્મિઓ થળ ન્ગાએલું છે આ ભૂમિને હું અમુક વિશિષ્ટ પ્રેમ ના સાહિત્ય, કુંવાચાર ખામીઓનો અને ચરીરો નીપજાવનારી માનું છુ માટે જ નાની નાની વાતોમાંથી પણ હું એ ગમ્માગના પ-ના બનાવવા મથુ છુ

આ ગીતોમાંઓના જન્મસ્થાન ક્યા છે ? એ વાણીનો ગર્ભ ધરનારી ભોમ કઇ છે ? એનો ઉત્તર કવિ સ્કૉટ આપી ગયો છે

'The seat of the Celtic muse is in the mist of the secret and solitary hill, and her voice in the murmur of the mountain-stream He who wooes her, must love the barren rock more than the fertile valley, and the solitude of the desert better than *the festivity of* the hall'

ઇતિહાસને સમજવાની પણ ખરી મર્મ–ચાવી આપે છે. મોગરી ખલાસીઓ અને ગોવાળીઓનાં ગાન બાગબગીચામાં નથી રોપાયાં. એની ક્યારીઓ તો પડી છે ભયંકર બેસવા ખડકની ટોચે, નાંદીવેલાના નિર્જળ તપ્ત ભાલ ઉપર, રોજ ઉનાળે દાણુપદાણુની રમતો રમતા રેતીના ડુંગરાઓની ગોદમાં.

દરેક પ્રદેશને પોતપોતાનો એક મુકર્ર આત્મા (Spirit) હોય છે. એની સગાથે એકાકાર ન થઇ શકનાર પ્રવાસીને એ બધું નર્યા પથ્થર, પાણી, ધૂળ, અને ધૂળ થકી ય બદતર માનવ–માળખાથી જ ભરેલું એક સ્થાન દેખાય.

પણ આત્મા પકડનારને માટે તો જરૂરનું છે, કે દિવસોના દિવસો સુધી બસ ઝખના જ એકઠી કર્યા કરવી· કારાગારમાંથી ન્હાસનાર કેદીની પેઠે ઘરના સુખ ભગવડ અને કુટુંબ–મોહમાંથી ન્હાસી છૂટવું · રેલગાડી જે છેલ્લા બિન્દુ સુધી લઇ જાય ત્યાંથી તો સાચી મુસાફરીનો આરંભ સમજવો , ટપાલના કાગળો જ્યાં નથી પહોંચતા, પાણી જ્યાં કોઇ ખારવાની કાટ મારી ગયેલ સાગરમાંથી કચરે ભરેલું, પહેરણની ચાળ વડે ગાળીને પીવું પડે છે, સૂવાને સારુ જ્યાં એના મહિનાઓના વણન્હાયા શરીર સાથે ધગાઇને બિછાનું કરવું પડે છે, એના દારૂગાળાની સોડમો જ્યાં શ્વાસે શ્વાસે પેટમાં ઉતારવી રહે છે, એના રોટલાથી જ જ્યાં જઠર ભરવું જોવે છે, ત્યાં ત્યાં, તેવી હાલતમાં અકેક અઠવાડિયું દટાઇ રહેવું પડે. એના કંઠનું સાહિત્ય કઢાવવા માટે એની જોડે કાલાઘેલા બનવું પડે. એનાં આંસુઓમાં આંસુ મેળવવા પડે, તે પછી જ સાચો 'પ્રાણ' જડવા આવે છે.

પાંચ વર્ષ પર મારા એક પ્રવાસનું વર્ણન 'સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં –ગિરનું પરિભ્રમણ' લખ્યું હતું ને તે ખૂબ આદર પામ્યું હતું. તે વખતે સંકલ્પ જણાવ્યો હતો કે એવા ભિન્ન ભિન્ન પ્રદેશો ભમીને –ખાસ કરીને સોરઠનો સાગર–તીર અવલોકીને એ જ શૈલીએ પ્રવાસ વર્ણવીશ. આજ મારા એક સપ્તાહનો પ્રથમ યાત્રા–પરિચય આપી શકું છું. આગળ પ્રવાસ ચાલુ છે.

અઠેક અઠવાડિયાનો પ્રવાસ એટલે તો પાણીમાં કોશીઓ ઠેકડો મારવા સમાન. વાવકૂવાનાં મંડાણો પરથી પોતાનાં શરીરોનો સીધો કોશીઓ ધા કરતા જળશોખીન જુવાનો જોયા હશે. એનાં કલેવરો પાણીની આરપાર પરોવાઇ જઇને તળીએથી ગાળની મુઠ્ઠી ભરી આવે છે. તમ્મર આવે એટલી ઉંચાઇએથી તેઓ આંખો મીંચીને એક જ ઠેકાણે ઝંપલાવે છે. એટલે જ તાગ લઇ પાછા આવે છે. એજ મિસાલે મારા કોશીઆ પ્રવાસમાંથી મળેલી તાગની મુઠ્ઠી આંહી ધરૂં છું. મહુવા–કનપરથી લઇ ચાંચ–શિયાળની ટુકડી સાગર-પટ્ટી પૂરતો જ આ સથરો છે. આખો સાગર–તીર તો એવી પચીસ ખેપો માગશે. પહેલી યાત્રા તો માત્ર વાતાવરણ જ પકડવા આપે છે.

પ્રવાસનાં વર્ણનો, મે પૂર્વે લખ્યું હતું તેમ, વ્યવસ્થિત ઇતિહાસ નથી, વ્યવસ્થિત ભુગોલ નથી, કે સમાજ વા સાહિત્યનું વ્યવસ્થિત વિવેચન નથી. છતાં તે આ તમામ તત્ત્વોનો મનસ્વી સમુચ્ચય છેઃ ચિત્રકારની સુરેખ રંગપૂરણી જેવો નહિ, પણ સાંજ સવારના આકાશમાં રેલાતી તીખી અને મીઠી અસ્તવ્યસ્ત રંગ-રેખાઓ સરીખો : અસ્તવ્યસ્ત અને તરંગી, છતાં ય ગમે છે.

સૌરાષ્ટ્રની રેલગાડીમાં અથડાતા પીટાતા અથવા ઉંચા વર્ગના ડબામાં કોઇ સંગાથી વિના કંટાળો અનુભવતા પ્રવાસી ભાઇ !

કે બહેન ! તમાના એકાદ બે કનાગેને આ વર્ણન શુદ્ધ ક્લિારામ દઇ શ , સૌનાટ્ર વિષે તમારામા થોડો રસ–થોડ કૌતુ- ઉત્પન્ન કરી શકે, અને એ ક્ષણિક લહેરમાંથી આ પ્રદેશની પુરી ઓળખાણ કવાની Cિકદા જગાની શકે, તો પ્રવાસી પોતે બગાડેલા શાહી કાગળની તેમ જ તમે ખગ્ચેલા પૈસાની સફળતા સમજશે વધુ ધાન્ણા ગપ્પી નથી.

ઇતિહાસ, ભુગોળ, સાહિત્ય, સમાજ, વગેરે આજે જૂદા જૂદા ચોગઢામા ગોઠવીને શીખવાય છે. એ પદ્ધતિએ શીખનાગઓને પોતાના વતન પગ ખરી મમતા નથી ચોટતી પ્રવાસ–વર્ણન એ સર્વનુ એકીકરણ કરીને, તેમજ થોડા અગત ઉદ્ગારોની પીછી ફેરવીને ત્વરિત ગતિએ વાચકોને પોતાની પ્રવાસભૂમિ પગ પચરગી મનોવિહાર કગવે છે પાઠ્ય–પુસ્તકોની એ ઉણપ પૂરવામા આ યાત્રા–વર્ણન શાળાઓના જુવાન દોસ્તોને મદદગાર થાય એ એક ખાસ દૃષ્ટિ છે

નારિઓના લોક–ગીતો મને નવા જ લાધેલ છે આ ૧૫–૧૬ તો એક જ બેઠકમાથી પ્રાપ્ત થયા છે, તે પરથી મારી ધારણા છે કે હજુ બીજા ઘણા–સ્ત્રીઓ ઉપગત પુરુષોને પણ પોતાની દરિયાઇ એપોમા ગાવાના–હાથ લાગશે.

સાગર–તીરે પ્રવાસ કરવાની ઘણા સમયની સઘરાયલી ઇચ્છાને એમાએક જાગ્રત કરનાર બે બનો આવી પડ્યા એક તો શ્રી 'સુકાની' નામના સિદ્ધ લેખકની દોરેલી લાક્ષણિક દરિયાઇ વાર્તાઓ :- ને બીજુ વધુ ઉત્તેજક, શ્રી ગુણવતરાય આચાર્યની રોમાચક 'સોરઠી સાગર કથાઓ !

❦

## ચાંચની ખાડીમાં

આગગાડી દરિયાકાંઠે ઉપાડી જઈ શકે તેટલા ઓછામાં ઓછા—એટલે કે ૧૮ કલાકના ગાળામાં મન સાથે મહાસાગરની કડી પરોવવા હું મથી રહ્યો હતો. પ્રભાતે જ્યારે ગાડીનાં પૈડાં અટકીને ઊભાં રહી ગયાં ત્યારે પોર્ટ આલ્બર્ટ વીક્ટરના જુનવાણી બની ગયેલ બંદર ઉપર હું ઊભો હતો. મારી સામે લાંબી એક દરિયાઈ ખાડીને રૂપે પડી હતી. સામે કાંઠે 'ચાંચ' નામનો એક ધરતીનો ફાંટો ડાબા હાથ તરફની ભૂમિમાંથી ચીર છૂટી પડી ગઈ હોય તે રીતે બે ગાઉની લંબાઈમાં પડ્યો હતો. અથવા જાણે કે કોઈ ચીભડું ફસકાઈ ગયું હોય ને એક ચીર આખા ફળમાંથી અળગી બની હોય એવું એ દૃશ્ય છે. મોટા દરિયાનાં પાણી એક ગાઉ દૂરથી ફંટાઈને આ લાંબી નાળીમાં જ્યારે જુવાળ ચડાવે છે ત્યારે મહુવા નવસારી સુરત અને મુંબઈ મલબારનાં નાનામોટાં દેશી વહાણો અંદર ચાલ્યાં આવે છે. માતાના પેટ શી સલામત ખાડી તે જહાજોને સમથળ નીરમાં મેલવતી સેવતી શ્રી મહાદેવ દેસાઈએ એકવાર લખેલું તેમ હીરના દોરામાં મોતીડાં પરોવતી પરોવતી જાણે ઉઠાવી આવે છે.

દરિયા અને પૃથ્વીનાં આલિંગનોને દર પૂનમે અને અમાસે પોતાનાં હૈયા પર ઝીલતી આ ખાડીની જમીનમાં શું શું દટાયું

છે ? એક તો ત્રીસ વર્ષો ઉપર આહીં મરણ પામેલ ભાવનગર રાજ્યના અંગ્રેજ ઇજનેર સીમ્સ સાહેબનું કલેવર. ને બીજુ એ બાહોશ ઇજનેરનું મહાન સ્વપ્ન. એ સ્વપ્ન હતુ અહીં વિદેશી મોટી આગબોટો અડોઅડ ઉભીને માલ ચડાવે ઉતારે તેવુ તરતુ બારૂ બાંધીને જબ્બર એક શહેર જમાવી દેવાનુ એ ખારાના છવરેણ આબોહવામા સીમ્સ એક બંગલી બાંધીને વર્ષો સુધી કોઇ તપસ્વી ધૂણીધરની પેઠે પડયો રહ્યો. બંદર બાંધ્યુ. ખાડી સુધરાવી. રેલના પાટા પથરાવ્યા. આંતરરાષ્ટ્રીય વ્યાપારના એક ધીકતા બંદરની કલ્પના બાંધીને બે ગાઉના વિસ્તારમા નગરની રૂપ રેખા દોરી. એક દિવસ એ ખાડીને કિનારે એણે મોટી આગબોટ નાંગરાવી. અંદરથી એક અંગ્રેજને પરબારો કિનારાના પ્લેટફોર્મ પર પગ મેલાવીને ઉતાર્યો. ને એને હાથે બંદરનુ ખાતમુહૂર્ત કરાવ્યુ.

એ અંગ્રેજ અતિથિનુ નામ પ્રીન્સ આલ્બર્ટ વીકટર વર્તમાન શહેનશાહ પંચમ જ્યોર્જના એ કાકા થાય તેના નામનુ આ પોર્ટ આલ્બર્ટ વીકટર.

પણ સીમ્સ સાહેબનુ અકાળમૃત્યુ થાય છે તે સાથે જ એના ભવ્ય સ્વપ્ન પર પડદો પડી જાય છે. એની કલ્પના-નગરી અત્યારે જાણે કે જમીનમાંથી ઉભી થતી થતી અવાચક થંભી ગઇ છે. સમયદેવે ભાવનગર બંદર પર પક્ષપાત વરસાવ્યો, અને સીમ્સ સાહેબની કાર્યરીઅતે તેમજ દૂર દેશીએ જેને આખા કાઠિયાવાડ-ગુજરાતની જોડે અનેક ફાગમનો વડે સાંકળી દીધુ હોત, છેક યુરોપના ઉબંગ્મા મૂકી દીધું હોત, તે પોર્ટ આલ્બર્ટ વીક્ટર અત્યારે ફક્ત દેશી વહાણો પૂરતો જ રાજુલાની ખાણોના ઘડેલા પત્થરોનો તથા ચીરોડીનો કંગાળી વ્યાપાર જોતુ, લોકવાણીમા ફક્ત 'પોર્ટ' અથવા

'પોટો' એવું જ મિતાક્ષરી ને અળખામણું નામ પામેલું ઊભું છે. કાળચક્રના આંટામાં ક્યારે કદાચ આ પોર્ટ આલ્બર્ટ વીક્ટરના તેજ-તકદીર નિર્માયાં હશે તો તે દિવસ સીમ્સ સાહેબનો આત્મા જ્યાં હશે ત્યાં સાત્વન પામશે. અત્યારે તો એ ધણીનો રોટલો હક્ક કરવા સારૂ પોતાનો દેહ પાડનાર ખાનદાન અંગ્રેજને કાંઠાના લોક ખરા યાત્રિભાના ભાવથી યાદ કરે છે.

સીમ્સ સાહેબની સ્વપ્નસૃષ્ટિના બે અવશેષોને હું નહિ ભૂલું: એક તો ચાચના છેલ્લા બિન્દુની નજીક ખાડીના મુખદ્વાર ઉપર એક ખડક પર ઉભેલ 'કંદેલિયો', ને બીજો બંદર પરનો પગી ઘૂઘો ખવાસી. એ 'કંદેલિયો' એટલે સીમ્સ સાહેબે ચણેલી અડીખમ ઓબ્ઝર્વેટરી

"ઘૂઘા પગી, તમને કેટલા વર્ષ થયાં?"

"ધણી મુંણે શી ખબર્ય સા'બ? મુંણે કીં ચે ધ્યાન નથી."

"ઘૂઘા પગી, વીજળી આગબોટ ડુબી ગઇ એ તમને યાદ છે?"

"ઇ તો સાઇબ, હજી કાલુની જ વાત ઈ તો મધુ ય મારી સાભરણમાં. વીજરીની તો ઇ અગીઆરમી બારમી ખેપ હતી ઇનો કપ્તાન હતો મુસલમાન. ઇણુ એકેય મુડદુ ય ક્યાંઇ ન જડયું. એકેય લૂગડું ચીથરૂ ય કાંઈ ન નીંગર્યું, કારણ કે ઇણે તોફાનની વેળાએ તમામ ઉતારૂને ભંડકમાં ભેળા કરી દઇ ભંડક બાર્યથી બંધ કરી દીધું'તું ઇમ બોલાય છે. બાગસટ ઇમ ને ઇમ તળીએ જાઇ બેઠી ઇ તો હજી હમણાંની વાત"

સાચુ, વીજળાનો કપ્તાન બિચારો ફકીરમહમદ · પહેલો જ દેશી કપ્તાન : એટલે જ એને આગબોટ પાછી વાળવામા નામોશી લાગી . એણે શુ વિચાર્યુ ?

ભાણું તો ભોમકા લાજે,
અલ્લા માથે ઇમાન · કાસમ તારી વીજળી !
વીજળી રે મધદરિયે વેરણ થઇ.

એ રાસડો મને યાદ આવ્યો.

"ત્યારે હે ઘુઘા પગી, સીમ્સ સાહેબે આ બદર બાધ્યુ તે તમને યાદ છે ?"

"ઇયાદ કીમ નઇ સાબ ! હુ સીમ સાબની ભેરો જ હુતો ને ?"

"કેવી રીતે બદર ફુ'તુ મૂકેલુ, હે' ઘુઘા પગી ?"

"ઇમ થ્યુ' તું, કે સીમ સામે સઘુંય તીયાર ટપ્પે કરીને પછે ઠેઠ બદરથી તે ગામ લગે બે ગાઉમા તણુ ખેચાવી રાખેલા તણુની ઉંદ્યથી રેલવ ઇના પાટા. પછે તખતસગ મારાજ આવ્યા. સીમ માથે બે મોટી શલ્યા ઘડાવી રાખી'તી એક તખતસગ મા'રાજના નામની. ને બીજી ગોરાના નામની રાતે તખતસગ મારાજના નામની શલ્યા અદર ટાગી મેલી'તી. સવારે તો પાયો નાખવાનો હતો. ઇમા સવારે એકદમ સીમ સામ કે' કે પાણો બદલી નાખો. મા'રાજના નામનો પાણો ઝટ ઝટ છોડી નાખ્યો, ને ગોરાના નામનો પાણો બાધી વાર્યો. તા તો મોટી આગબુટ ખાડીમા હુવાડા કાઢતી હાલી આવે છે માઇથી ગોરો કનારે ઉતરે છે. તણુમા જાય છે. થોડી વાર થઇ. તા તો તણુમા તારીયુ પાડી, ને જાહેર થીયુ કે બંદર

પાસ ! પછે ગોરાએ દોરીએ હાથ દીધો. એટલે ખરરર ખટ, ગજેડી-
આયો પાણો ખાડામા ઉતરી ગયો. આ હકીકત બણી'તી સાબ."

મને સમઝાવવામાં આવ્યું કે પ્રથમ પ્રીન્સ આલ્બર્ટ વીક્ટરનું
પાયો રોપવા આવવાનું નક્કી નહોતુ, એટલે એમને અભાવે મહારાજા
તખ્તસિંહને હાથે પાયો રોપાવી શહેરને 'તખ્તનગર' નામ આપવાનો
સંકેત હતો; ને જો પ્રીન્સ છેલ્લી ઘડીએ પણ આવી પહોંચે તો
'પોર્ટ આલ્બર્ટ વીક્ટર' નામ પાડવુ ઠર્યું હતું.

આ પથ્થર પર અમરત્વ અંકાવવાની માનવસહજ લોલુપતા !
લોકો તો બાપડા 'પોર્ટ આલ્બર્ટ વીક્ટર'નેય વિસર્યા, 'તખ્તનગર'
નામ પણ લોકમુખને ન ફાવ્યું! ઓછામાં ઓછું થૂંક ઉરાડવા અને
બને તેટલા ઓછા લોચા વાળવા ટેવાએલી લોક-જીભ આજે
ફક્ત 'પોરો' કે 'પોર્ટ' કહી પતાવે છે. એ જ જીભ 'પોરબંદર'ને
'પોર' કહે છે. બેટ શંખોદ્ધારને ફક્ત 'બેટ' નામે ઓળખે છે.

પણ હું તો ધુધા પગીની ઉમ્મરનો અંદાજ કાઢી રહ્યો હતોઃ
"ધુધા પગી ! તમે મૂળથી નોકરી જ કરો છો, કે દરિયાઇ ખેપો
કરી છે?"

"તયેં નઇ? મબી ને મલબાર ને કાલકોટ (કાલીકટ)ની કેક
ખેપું કરી છે મીંએ. આમ બમગ લગી જાઇ આવ્યો છું."

આ રીતે અનેક ગણતરીઓ ગણતાં ધુધા પગીની અવસ્થાનો
અંદાજ એંશી પર જાય છે. પણ ધુધો હજુ ૪૦-૪૫ વરસનો
નવજુવાન અને અથાગ જુવાન દિસે છે. એણે કહ્યું કે "હું સામો
ફળાય છે ને, ઇ કંદેલિયામાં તો રીમ સામે કેક ગચા મારેલા.

દાગ્યાના આર-વીન્ય (ભરતી ઓટ), વાવડા, તોફાન, આભનાં લાખતર (નક્ષત્ર), વગેરે ગધીય બાબતુના હિસાબ ત્યા થાતા'તા-પછી તો સીમ સાબ મુવા કેડે સચા બધા ભાવનગર ભેરા કરી દીધા ભાઇ!"

વિશાળ મહાસાગરથી ખાડી ગણીને અતર્પટ મ્રી રહેલ આ 'ચાચ' નામની ભુશીર પાઘડી પને દોઢ બે ગાઉ લાબી પડેલી છે. પક્ષીની લાબી ચાચના આકાર પરથી એનુ નામ પડેલુ છે. વીકટરની બાજુએ એના ખેતરવાડીઓ વાબેળની શીંગો અને રીંગણા મૂળાના રસાળ મીઠ શાકની સોડમો પાથરી રહેલ છે. ગામના ખોરડા તો ગોઠવાયા છે મોટા દરિયાની સન્મુખે. દિવસ રાત પોતાની ધોળી કેશવાળી ખખેરીને કિનારાના ઉંચા ભેડા સાથે ઝીંકાઝીંક કરી રહેલ એ ભૂખરો દરિયો ખારવાના બચ્ચાને મોતનો ભય ભૂલાવે છે. કાળાન્તરે કાળાન્તરે એ ભુશીરના કાઠામા મોજાની કોદાળીઓ મારી મારીને થોડા થોડા જબ્બર ગાબડા પડકનાર આ સિંધુ ખાન્વાના બાળને જાણે કાળ-હાલરડા ગાઇ ગાઇ ઉંઘાડે છે કોઇ કોઇ વસ્તીના ખોરડા ઉપર તો મેગલોરી નળીઆ દીપી રહ્યા છે.

"અને આ દીવાદાડી! ગામના ઉંચામા ઉંચા ટેકરા પરની આ દીવાદાડી તદ્દન નવી કેમ લાગે છે?"

"ભાઇ, આ હમણા જ ભાવનગરથી આગબુટ લઇને ગોરો મોટ દરિયે ઉતરી પડયો. ને રાતોરાત એણે કામ લઇ આ કંદેવિયો ઉભો કર્યો. પરોઢિયે તો એણે દીવો ય પેટાવી દીવો."

"પણ નવી શા સારૂ કરી?"

"એ તો ભગવાન જાણે વાતું થાય છે કે વચાતેથી પ ણી આંબનો તાગ આ યો મને ખબર 'પોટાં'ના તસ્વીર ચડિયાતા ચવાના હશે કદીક! એવી સાગી ભેખડે નવા ઇન્સાનનો ભગનો ચણાવાનો છે મા પરી મોત કરી ગયા

એ રાજ્યક્ષણુમા કહી ગમ ન પડના મે તો મારી નજર મારા દોર ઉપર જ સ્થિર રાખી ચોરાની પાસે ઊડીબધ પાળીઆ ઉભા છે—જૂના તેમજ નવા આ પાળીઆ કોના?

"આ સાઠ્યુ માથે એ। એટના રબારીયુના ને થોડે અસવાર એટના અમારા કોળીયુના"

'રબારીઓની વસ્તી આંહી હતી?'

"ભોરકી હતી ધરતી માથે છ વેળા બારવટિયાઓના ઘોડા હાલતા ને જપવા ન દેતા, ત્યારે રબારીઓએ માથ દો ઈને આમા આશરો લીધન"

પછી?

પછી અમારા ખારવાઓએ આવીને રબારીનો વશ કાઢો ધીંગાણા થયા તેમા મુવા ઇની આ ખાંભીયુ છે અમે અટાણે કોળી પણ અમારી શાખ છે મકવાણા ગોહન બારીયા વગેરે રજપૂતોની એટલે અમારી ય ખાંભીયુ

પણ આ નવી ખાંભીઓ છે તે કોની?

ખાંભી તમામ કાઇ ધીંગાણે મુવેનાની જ નથી હોતી દરિયે બુડીને મરે ગળાફામો ખાય, એરૂ આભ ચાથી મરે—મતનબ કે અસદ્ગતિએ જાય એની સૌની ખાંભી ખોડાય

આ સ્થલોમાં વહાણવટીઓની તમામ ખાંભીઓ ઘોડેસવારના સ્વાંગમાં દીઠી, ત્યારે બેટશંખોદ્ધાર કનેના બરાબર આવા જ પુરાતન સ્થાન આરંભડાને પાદર મે પાંચ વર્ષો પૂર્વે ખુદ વહાણની જ ખાંભી દેખી હતી. પાળીઆમાં વહાણનું ચિત્ર કડાર્યું હતું.

"તમારૂં વહાણવટું કેમ ચાલે છે?"

"હવે તમામ ભાંગી ગયું. જૂના વખતમાં આ મોટે દરિયે ચોરીના માલના વા'ણ ઉભાં રહેતા. અમને ઝંડી ફરકાવીને જાણ કરતા. એટલે અમારા વડવા આંહીથી મછવા લઇ ત્યાં જઇ પોગતા; અને સસ્તે ભાવે બધો માલ લઇ આવી પછે આસપાસ ગામડાંમાં વેચતા."

"તમારા વડવા આંહી નીકળતાં વહાણોને લૂટતા નહિ?"

"ના રે ના." દીંગાઇભર્યો જવાબ મળે છે. "પણ અમે ચોરાઉ માલ રાખવાનો ધંધો કરતા એટલે રાજમાંથી સત્તાવાળાઓએ આવીને અમારા વા'ણોને સળગાવી દીધાં. અમારૂ વા'ણ બાંધવાનું ય બંધ થયુ."

"ત્યારે 'ચાંચીઆ' નામ આ ચાંચ પરથી જ પડ્યું હશે ને? આંહી તો ધમધોકાર ચોરીલૂટ ચાલતાં હશે જૂનાકાળમાં, ખરૂંને?"

દરિયાઇ લૂટારા તરીકે નીંદાઇને નાશ પામેલી આ કોમમાં અગાઉ કેવા સાહસ શૂરાતન ખેડનાર સાગરના સાવજો પાક્યા હશે તેનો ઇતિહાસ જ 'અમે ચોર લૂટારા!' એ મનોદશાની હેઠળ દબાઇ ગયો છે. એની પુરાતન વીરતા ઉપર અત્યારે એક એવી બેઆબરૂનો પોપડો ચડી ગયો છે કે કોઇ અવશેષ જ હાથ આવવો કઠિન થઇ

પડયો. ચાંચવાળા વહાણવટીઓ પ્રથાખરા બેડમાં લાગ્યા. કેટલાક ભાવનગર જાફરાબાદ મજૂરીએ ચડયા, ને થોડાક જુવાનો પારકા વહાણો પર ચડીને બેપો કરે છે.

"ચાંચની શીતળાનું નામ તમે નહિ સાંભળ્યું હોય."

"ના, શીતળા કોણ?"

"વરવો નામે આંહીનો ખારવો હતો. જબરો દરિયાઇ ચે હતો. એનું નામ જ 'શીતળા માતા' પડેલું, કેમકે આ દરિયેથી જે કોઇ માલ ભરીને વાણુ નીકળે, તે તમામ જાતના માલમાંથી એનું દાણ ચૂકવવું પડે. આખરે એક દિવસ જાફરાબાદની સીદી સરકારની જાલી-બોટમાં વરવો ઝલાઇ ગયો. એને હાથે કડી પેરાવી હતી. એમાં વરવો રાતે ઠેકીને ભાગ્યો. જાફરાબાદથી આંહી લગીનો પાંચ ગાઉ દરિયો બાંધેલ હાથે તરીને આવી પોગ્યો."

મને થયું: આવી તાકાતને માર્ગે ચડાવનાર કોઇ ન મળે

"આ અમારો પુરાતન રૂખડો. ત્રણ મહીના ઉપર જ જરી વાવરો થયો તેમાં આ પડી ગયો."

જડમૂળથી ઉખડી પડીને જમીનદોસ્ત થયેલ એ જાજરમાન વૃક્ષદૈત્યની સામે હું જોઇ રહ્યો. એના થડના પોલાણમાં આખું ગાડું ચાલ્યું જાય, તે પરથી એ ઝાડનું પરિમાણ કલ્પી શકાશે. એને વડવાઇઓ નથી. ઝીણાં ઝીણાં પાન છે. પણ વનસ્પતિના કોઇ ઠૂંઠા રાક્ષસ જેવું જ એનું કદ અને સ્વરૂપ દીઠું.

"આ રૂખડાની ડાળે ડાળે તો ભાઇ, દર અખાત્રીજે કૈંક હીંચકા બંધાતા, કાયમ આંહીં નાનાં મોટાં છોકરાં રમતાં, પણ જ્યારે એ

પડ્યો, ત્યારે પાસે કોઇ જ નહોતું. એ જાણે કે લાગ દેખીને પડી ગયો. કોઇને ઇજા કરી નહિ.".

ચાંચનો એ 'રૂખડો' નામે પંકાએલ વૃક્ષદૈત્ય લગભગ જાત્રાનું ધામ બની ગયો હતો. એની સાથે પણ કોઇક દેવદેવીને ગોઠવી દઇ 'ધરમ'ની દુકાન માંડવાની વેળા થઇ ગએલી. બાપડો હશે કોઇક સંસ્કારી જીવ, કે વખતસર એણે સોડ તાણી લીધી.

કેટલો જુઠર્ગ હશે એ રૂખડો ? કોઇ ન કહી શકે. એ જ જાતનાં જાજરમાન બે ઝાડ મહુવાના સમુદ્રતીરે દીઠાં. જાણકાર કહે છે કે ભાઇ, આ ઝાડ મૂળ આંહીનાં નથી. આફ્રિકાને કાંઠેથી આપણા અસલી વહાણવટીઓએ જ એ રોપા આણીને આ ધરતીમાં ચોંપ્યા હશે.

તદ્દન કુદરતી રીતે જ જર્જરિત થયેલા એના મૂળિયાં કેટલા કાળાન્તરે આજ આટલી આસાનીથી ઉખડી પડ્યા હશે ! કોઇ વનસ્પતિનો અભ્યાસી હોત તો કહી શકત. ચાચનો 'રૂખડો' જતા હજારો વર્ષનો એક ઇતિહાસ-લેખ ભુંસાયો છે. સોરાષ્ટ્ર દેશની કૈં કૈં તવારીખોનો એ મુંગો સાક્ષી હશે. મોરફના રત્નજડિત સાગરતીરની શતકાજૂની ચડતી પડતી એ રૂખડાએ નિરખેલી હશે. કોઇ નામાંકિત મ્યૂઝીઅમમાં મૂકવા લાયક એ વૃક્ષદેહ-મમ્મી છે. એનાં પડેપડ કોઇ વેદના પુસ્તકની માફક ઉકેલાવવા જોઇએ. પણ એ ભાષા ઉકેલનાર જયકૃષ્ણ ઇંદ્રજી હવે નથી.

આવા કોઇક કોઇક રૂખડા, સ્વાદિષ્ટ વાલના મ્હેકતા છોડવા, દુષ્કાળમાં ગરીબોને ધાન્યને અભાવે ટકાવ આપનાર રોંવાળિયાની ભાજી, અને ખાડીને કિનારે અર્ધ પાણીમાં ઉભેલ તમ્મ-

રિયાના ઝાડના એની આદીથી છેક તળાજા સુધીની કંઠાળ વનસ્પતિ તમરિયાના ઝાડ તો ભેંસોને ખોળ ખારિયાની ગરજ સારે એવુ રસાળ ખાણુ છે તે આજેજ જાણ્યુ ભાવનગરમા તો કહે છે કે એના ગાડા ને ગાડા વેચાય છે દૂધાળા ઢોરને ભાવ વાળું કારણ એની ખારાશ છે દરિયાના પાણીમા જ એ ઉગે છે ને ઉઝરે છે

"અને પટેલ તમારે દરિયાના જીવ ક્યા ક્યા ખવાય ?"

પટેલ શરમાઇ ગયા "ભાઇસાબ, તમ રોખા ઉચ્ચ વરણની આગળ અમુથી ન બોલાય

'પણ એમા અન્ન છોડવાનુ શુ છે ? એ તો તમારો કુદરતી આહાર છે અમે ક્યા તમારા ઘરમા દાણા પૂરી દઇએ છીએ કે એ આહાર લેવાની તમને ના પાડીએ ?

'ભાઇસાબ તમને સુગ ચડે"

"સુગ શા સારૂ ચડે ? ફક્ત નામ સાંભળવામાય સુગ ?'

'તો જુઓ ભાઇ, શેળવો ખવાય શીંગાળુ [જેને માથે કાંટા હોય તે] ખવાય શેરૂ [જેના ગલોફામા મૂછો હોય] ઢાંગર, મગર [જેને દાંત હોય] પગગો ગોમ વો [વાંકા દાંતવાળો] વરડો [જેના પુછડાની લાંબી સોગી થાય] ઝીંગા [એરૂ જેવો] પાબડી (વીળી) કરચલો, પામેડી લેપટા, સૂઠીયુ (વાંકુ), ઝીંગો (વાભ વાભની મૂછોવાળો) કાગડી કુકરો, (સૂપડા જેવો), માછી મચ્છી (થાળી જેવી, પૂંછડી વિનાની), એવા એવા ખવાય

"મલાર માછલી, મગરમચ્છ, કણો અને હજેંડું નામે અજપની જાત, ફેરી અને સીંકું, જરીડેડા, એવા એવા ન ખાઈએ. જાફરા-બાદને દરિયે અટાણે માછીમારોનુ એક મોટું પૂર વળી ગયુ છે. મછવા ભરી ભરીને માછલા ત્યા લાવે છે, પછી તમામ જીવના નોખા ઢગલા પાડીને સુકવણી કરે છે. એના ગોથળા ભરી ભરીને એ મુસલમાન ગોચિઆ દેશાવર મોકલશે. ન ખવાય તે નોખા રે'શે. અમારા ઘણા જણ ત્યા ગયેલ છે."

"એને શુ રોજી મળે છે?"

"રોકડ નહિ, પણ માછલા જ આપે છે વેપારીઓ."

"ન ખવાય તેવા જીવનો બીજો કઇ ઉપયોગ ખરો?"

"તયેં નઇ? ભારી ખપ લાગે. જુવો આ પાણીમા મોટી માછલી ડુબકી ખાતી ખાતી જાય છે ને, તે મલાર માછલી. એનું આખું શરીર જ તેલનું બનેલું હોય છે. અમે તો નહિ, પણ મુસલમાન માછીઓ એ મલારને એક ડબામા પેક કરીને રાખી મૂકે. થોડે દા'ડે એનું નરદમ તેલ બની જાય. પછી એમા કાળો કે લાલ રંગ ઘુંટીને એનાથી વા'ણને ચોપડ કરે. ભારી પાકો રોગાન ચડે છે વા'ણને એથી."

અંતમા એ ચાચવાસી ધુનાભાઇએ એક જ વાક્યમા સમેટી લીધુ "જોવો ભાઇ, જેટલેજેટલી ચીજ વસ્તુ જમીને માથે છે, એટલી જ રકમ માતર આ રતનાગર સાગરમા ય ભરી છે. અમને દરિયોલાલ સંધુય આપી રે' છે."

"સાભળ્યો ત્યારે, તમારી દરિયાઇ દુનિયામા જળજોડા હોય છે એ વાત સાચી?"

"કેવા જાજયોડા ?"

"એની એક લોકકથા મારી કને આવી છે તે હું કહુ : બોલા-ય છે કે કચ્છના કોઇ ગામમા એક નાથબાવાને ઘેર બે તાજણ ઘોડીઓ હતી. એક સાલ મે થતો નથી : ખડ ક્યાય જડે નહિ : જાતવંત ઘોડીઓ દાણુમા બાધી બાધી ભૂખે મરે. હવે બાવાને ઘેર એક ચારણનો છોકરો ઘોડી ચારવા રહે. એણે કહ્યુ "બાપુ, આ દરિયાને કાઠે ડાભડી ઉભી છે એ પદરેક દિવસ ચારવા દિયો, ત્યા મે થાશે." બાવાજીએ કહ્યુ, 'ભલે ચાર દરિયા કાઠે. પણ જોજે હો, કોઇ ટારડો પોગી જાય નહિ." (અર્થાત આ ઉંચી જાતની ઘોડીઓને કોઇ હલકા ઘોડાથી ગર્ભ ન રહી જાય.) છોકરો કહે કે હુ બરાબર ધ્યાન રાખીશ. પછી તો છોકરો દરિયાકાંઠે બેસે, બેય ઘોડીઓને ચારે. એમા એક દિવસ એક તાજણે દાણુ કર્યું. એ દાણુની વાસ્ય દરિયાઇ ઘોડાને ગઇ. દરિયામાથી નીકળ્યો. ઘોડી આગળ ગયો. એ ઘડી આળા પતાળા કરીને માથે પડયો. પડીને પાછો ચાલ્યો ગયો દરિયામા. છોકરો તો જોઇને દગ થઇ ગયો. પછી તો મે થયો. ઘોડીઓ ઘેર બંધાઇ ગઇ. પાંચ સાત મહિના થયા ત્યા તાજણે પેટ મુકયુ. જોતા જ બાવાજીને કાળ પડી. "એવા ભુડું થયુ. ઘોડી સભર થઇ." છોકરો તે દિવસની બીના છુપાવી રહ્યો હતો, તેણે કહ્યુ "ના ના બાપુ, એ તો ખડનું પેટ વધ્યુ છે." પણ બાર મહિને ઘોડીએ દાણુ દીધુ. વછેરી આવી. પણ શી એ વછેરીની રૂપ ! ચિતારે હાથ ધોઇ નાખેલ; એવુ ચિત્રામણ અને ઘોડીને પાણી પાવા કે ધમારવા તળાવે લઇ જાય ત્યારે વછેરી ભર્યા તળાવ ઉપર છબ છબ છબ હાલે છોકરો મનમા ને મનમાં બોને કે વાહ માતાજી ! પણ પછી તો વછેરી

મોટી થઇ એટલે પરગંધીલી થઇ ગઇ. છોકરા વિના બીજા કોઇને પડખે ઢૂકવા ન આપે. એક દિવસ ભુજના મહારાવનું માગું આવ્યું. ત્યારે છોકરાને ફાળ પડી. ચડયો વછેરી ઉપર. બાવાજીને કહે કે "બાપુ, જાઉં છું. પણ ભુજ નહિ હો ! પગ કચરીને મોટી મેં કરી છે ને શું સવારી કરશે ભુજનો રાવ ?" એમ કહેતોક ને ગયો. કચ્છને કાંઠે જઇને નાખી વછેરીને દરિયાની ખાડીમાં. બાર ગાઉની ખાડી તરીને વછેરી કાઠિયાવાડને કાંઠે નીકળી ગઇ. સીસાંગ ગામનો ગરાસીઓ હાલોજી ઘોડીઓ ફેરવે ત્યાં જઇને ચરાક કરાવી. પછી પોતે ને હાલોજી બેય લૂટફાટ કરવા ભેળા જાય. વચ્ચે પાણીનાં નવાણ ઉતરવાનાં આવે ત્યારે પોતે સહુની નજર ચુકાવીને વછેરીને ઉતારી દયે. એમાં એક વાર બેય જણાએ કુંડલાની નદીમાંથી ઘોડા લૂટી. ભાગ્યા. વચ્ચે શેત્રુંજી પડી છે. પાણી આવી ગયું છે. છોકરો કહે, હાલાજી, નાખો ઘોડી. હાલાજી કહે, તું નાખ પહેલી. હાલોજી ગોથાં ખાતો રહ્યો ને છોકરો વછેરીને વ્હેણ ઉપરથી કાઢી ગયો. હાલાજીની આંખો ફાટી રહી. વાહ, ઘોડી વાહ ! છોકરો કહે કે હાલાજી, આ લ્યો આ ઘોડી. કારણ કે એ સારૂ તમે મને ક્યાંઇક કોઇક દિ' દગો કરીને મારશો.

"આમ વાત ચાલે છે એ તાજણની વછેરીની. દરિયાપીરના ઘોડાથી પાકી, એટલે એનુ નામ પીરાણી તાજણ પડયું. એના વશની ઘોડીઓને ઠાણમાં રોજ સાંજે દીવા ને લોબાન કરવામાં આવતા. આ લોકવાયકા ઉપરથી હુ પૂછુ છુ કે એવાં દરિયાઇ ઘોડા તમારા દીઠામાં આવેલ છે ક્યાઇ ?"

"જળઘોડલાની તો સરત નથી, પણ જળમાણસડાં દીઠાં છે અલબારને દરિયે. બે હાથ, બે પગ, હાથપગના પોંચા અને

આંગળીઓ, કાળો વાન, વાનર જેવું મોં, ટૂંકું વગેરે તમામ રીતે આકાર વાનરને જ મળતો. પાણીના જ જીવ. પણ કદિ નીકળીને નાળીએરીઓનાં ઉંચાં ઝાડ પર ચડી બરાબર વાનરની માફક જ બેસે. માણસનો સંચાર થતાં જ પાણીમાં પેસી જાય. અમારાં વહાણોના પડખે હોડકાં તરતાં મૂકીએ તો તે પર પણ આવીને બેસે. પાછું જળમાં ચાલ્યું જાય. બધી જ ચેષ્ટા માણસ જેવી કરે."

"આપણા કાંઠાના દરિયામાં મોટા મગરમચ્છ ખરા કે?"

"ના ભાઈ, આંહી નથી જાણવામાં આવતા. મગરમચ્છ કદિ બહુ છે. અમારાં નાનકડાં વહાણોની પડખે આવીને અથડાય, ત્યારે એવી તો જો' લાગે કે ઠીક જહાજ પરોવાણો. ભારી વિકરાળ. એ તો ભાઈ, બજરંગનો અવતાર છે ખરો ના? એટલે અમે એના માથે સીંદુર તેલ ચડાવીએ, અડદના દાણા છાંટીએ ને હાથ જોડી કહીએ કે "હે હડમાનજી! ખમા કરો. અમારાં રખવાળાં કરો." આટલું કરતાં જ મગરમચ્છ વહાણને છોડી ચાલ્યા જાય છે.

ॐ

# ચેલૈયાની જન્મભોમ

નાકનું ટેરવું ફુલાવીને આ લોકોનાં વ્હેમોને તિરસ્કાર દેવા હું ગયો નહોતો. ઉપદેશ કરવાનું કર્તવ્ય પણ મેં નહોતું ધારણ કર્યું, એટલે આવી આવી વાતો તરફ હું એક સ્વપ્નસ્થ, ઘેનઘેરી નજરે કાન માડી રહ્યો. 'દરિયાનાં બાળકોની વચ્ચે પણ સમુદ્ર 'ફ્રી મેસનરી' સ્થાપી રહેલ છે' એવું ભાઇ સુકાનીનુ કથન એણે 'કુમાર'ના શતાંકમાં આલેખેલી 'લડકી વારી આઇ' નામની સાગરકથાને છેડે ટાંક્યું છે, તેનું મને સ્મરણ થયુ.

એ સ્મરણને તો હુ આખા પ્રવાસમાં મારે હૈયે સાચવી રહ્યો હતો. કેમકે ધરિદાત્ત મહોધિને હિસાબે જેનો જગતમા જોટો નથી એવી આ ખારવા જાતિનું નિરીક્ષણ મને પગલે પગલે તેઓની જુદેરી અધ્યાત્મ–દુનિયાના પ્રદેશો દેખાડી રહ્યું હતું. ને હુ તો એક સંશોધક તરીકે તેઓના જીવનમા પડેલી એ પુરાતન લોકવિદ્યાના પોપડા નિહાળવા નીકળ્યો હતો. પૃથ્વીના પડોને ખોદનાર સંશોધકોને તેઓના રોજના અનુભવની વાત છે, કે હજારો વર્ષોની અણીશુદ્ધ દટાયેલી પડેલ કોઇ મિસરી મમ્મીને, અથવા તો મોહે–જો–દારોનાં ખડિયેરમાથી નીકળતા જૂના લેખોને જરી ફુંક લાગતાં જ એનુ સ્વરૂપ છેકાઇ જાય છે. લગાર તડકો કે પ્રકાશ પણ એને ધૂળ કરી નાખે છે, એટલે મારા જેવાને તો તેઓનાં

આ જીવનતત્ત્વો પર તર્ક વા પાંડિત્યની, નવયુગના સુધારાની ફૂંક મારવાનો, અજવાળું નાખવાનો જરીકે લોભ નહોતો. હું ગએલો ખંડેરો ખોદવા, જેવું છે તેવું લોકવિચારનું તત્ત્વ પકડવા.

"હેં વશરામભાઇ," રૂપારેલ નામના વહાણના વશરામ ટંડેલને હું પ્રશ્ન કરું છું: (રૂપારેલ, રતનાકર, લક્ષ્મીપ્રસાદ, જમશ્ર્ જસ્ત, એવાં એવાં વહાણોનાં નામ હોય છે.) "વશરામભાઇ, તમે વહાણ લઇને ઘેરચી મુસાફરીએ ઉપડો ત્યારે કેવી રીતે દરિયાનું આરાધન કરો ?"

"દરિયામાં નાળીએર ને ફુલ ચડાવીએ. દરિયો મીઠો કરીએ. એટલે કે દરિયાનાં પાણીની અંજળી ભરીને પીએ. ને સલામ કરીએ દરિયાલાલને. વહાણની મોરી ઉપર લોબાનનો ધૂપ કરીએ. ને કહીએ કે 'હે સવાઇ દુલા! અમને મીઠો મીઠો સાજે વાવડો દેજે!' બીજું તો અમે અજાણ અજ્ઞાની લોકો શું સમજીએ ?"

"તમે કોઇ બ્રાહ્મણને ન બોલાવો?

"ના, અમે નહિ. પણ અમારા વેપારી લોક, જે આ વહાણોના ધણી હોય, તેઓ બજેવને દિવસે જુવો આ ઠેકાણે કંઇક સ્થાપના કરાવીને બ્રાહ્મણો પાસે પૂજા ભણાવે."

એમ કહીને વશરામભાઇએ મને એની 'રૂપારેલ'ની અંદર એક ઠેકાણે સીંદૂરનાં દોરેલાં ત્રિશૂળ વગેરે છાંટણાં દેખાડ્યાં.

"એ 'સવાઇ દુલા' કોણ છે ?"

આ આપણી કંઠાળના દરિયાના એ દરિયાઇ પીર છે. એની દરગા પિયાજ બેટમાં છે, ત્યાં તમે જઇને વધારે વાતો જાણજો

અને ફુગાવી દેવા નિમિત્તે પણ મુલાકાત દે તેમ નહોતા. એટલે શિયાળ બેટમાં જ રઝળવાનું વધારે ગમ્યું.

એક વેળાની માતબર નગરીનું આ ખંડેર. જ્યાં ખોદો ત્યાં પાકા પત્થરની બાંધેલ મીઠા પાણીની અણુશુદ્ધ વાવો નીકળે છે. કહે છે કે એ નગરીને ઘેરે ઘેરે પોતપોતાની અલાયદી વાવ હતી. વાત સાચી જ લાગે છે. ચોગરદમ ખારા સમુદ્રથી વીંટળાએલ છતાં આ ટાપુની વાવડીએ વાવડીએ અમૃત મીઠું નીર. આખા ય ટાપુને ફરતા પાકા ગઢની છિન્નભિન્ન રાંગ અત્યારે પણ દેખાય છે. ગંગા તળાવ નામની વાવડી પણ પ્રાચીનોએ પાકી બાંધેલી. અને 'થાનવાવ' નામની વાવનું ગત આજ પણ એવું ને એવું અનામત મનાય છેઃ જેનાં થાનમાં (સ્તનમાં) ધાવણ ન આવતું હોય તેવી માતાને આ વાવમાં બોળેલ કાપડું નીચોવીને ભીનું ને ભીનું પહેરાવવામાં આવે એટલે થાનેલા દૂધે ભરાય! ગોરખમઢી નામનું અસલી થાનક મૂળ ગુરુ ગોરખનાથનો આશ્રમ મનાય છે. એના ઉપર જીર્ણોદ્ધાર થયો છે. ત્યાં રહેતા એક કપડવંજવાસી સાધુએ અંધારા ભંડકીયામાં વિરાજતી પ્રાચીન મૂર્તિઓનાં અમને દર્શન કરાવ્યાં: ગોરખનાથની મૂર્તિઃ ગણપતિનીઃ હનુમાનનીઃ અને જૈનના નેમનાથ પાર્શ્વનાથની બે તાજેતર નીકળેલી પ્રતિમાઓ. એક આપણી કમ્મર સુધીના પરિમાણની મોટી શ્યામ પ્રતિમા લઈને ગંગાતળાવડીની સામે કોઈ બાવો બેસી ગયો છે. થોડા જ વખત પર હળ ખેડતાં ખેતરમાંથી ખોદાઈ આવેલ આ પ્રતિમાના મસ્તક પર લાંબો ઉંચો મુગટ છે. કમ્મર સુધી નારીસ્વરૂપ છે, કમરથી નીચે પુરુષ આકાર છે. મૂર્તિઓ પારખવાનો મારો વિષય નથી. પણ કોઈ શિલ્પસ્થાપત્યના અભ્યાસીએ જઈને આ બધી પ્રતિમાઓનાં સ્થળ કાલ ઉકેલવા જેવા છે.

મગાળશા શેઠ અને ચંગાવતી શેઠાણીની, એના પુત્ર ચેલૈયાની ને પેલા અઘોરી બાવાની ભયાનક બીના પણ આ શિયાળ બેટમાં જ બની હોવાનું કહેવાય છે. ગંગાતળાવની પાસે પડેલ એક પત્થરની અમલી કુંડી એ જ પેલો ગોઝારો ખાંડણિયો, કે જેની અંદર જોગીને જમાડવા માટે માતાએ ચેલૈયાનું મસ્તક ખાંડ્યુ કહેવાય છે. એ આખી કથા એટલી ઘાતકી ધાર્મિકતાથી ભરેલી છે, કે મને એ યાદ કરવાનુ મન નથી. હું ધન્યવાદ એક બાવાને નથી આપતો કે જેણે મગાળશાના વ્રતનો ગેરલાભ લઇને છેક શેઠાણીનો ગર્ભ ચીરાવવાની હદ સુધી છેડ રાખી; નથી હુ સ્તુતિ કરતો એ શેઠશેઠાણીની કે જેઓની શ્રદ્ધાએ જોગી કહેતો ગયો તે તમામ ઘાતકી ક્રિયાઓ આચરી; હુ તો અભિનદુ છું એ અનામી લોકકવિને કે જેણે દિલેદિલને ભેદે તેવું એક લોકગીત આ કથા પરથી રચી કાઢ્યુ. એ 'ચેલૈયા આખ્યાન' ની રચનામાં દૂષણ હોય તો તે આટલી છે: કે ચગાવતી શેઠાણીએ જોગીરાજને પોતે વાંઝણી નથી એવી ખાત્રી કરાવવા માટે સ્વહસ્તે છરો લઇ ગર્ભાશય ચીરી દેખાડ્યુ, તે જ ઠેકાણે ભજન અટકી જવું જોઇતુ હતુ. જોગીરાજે પ્રભુરૂપે પ્રગટ થઇ સહુને સજીવન કર્યાં એ પ્રસગ ઉમેરાયો ન હોત તો 'ચેલૈયા આખ્યાન' જગતના સર્વોત્કૃષ્ટ Ballads માયલુ એક કથાગીત બની જાત. એની કરૂણતા અનેક હૈયાને નિરતર ધોયા જ કરત. અત્યારે પણ એ ચેલૈયાની ઘટનાનુ સ્મરણ વીસ પચીસ વર્ષોના કાળને પાછો હટાવી દે છે: ગામડિયા ઘરના ઉબરમાં જાણે અમે નાના બાળકો અને પાડોશણ માતાઓ વગેરે બેઠાં છીએ, ચોગાનમા કોઇ રઝળતો ભજનિક એકતારો લઇ ધીરે રાગે 'ચેલૈયા આખ્યાન' ગાય છે: એમા નિશાળે ગએલો સાત વર્ષનો ચેલૈયો પોતાને ઘેર માતપિતા ઉપર મુઝવણ પડી

ભાઇ ચેલૈયા, અમે તારી વધનાં હતાં ત્યારથી શ્રદ્ધાહીન બની રહ્યાં છીએ, ને અમારી ઓલાદને કાને અમે ધર્મ કે સાધુ પરની શ્રદ્ધાનો એક છાંટો ય નથી પડવા દેતા. મને તો એમ ભાસે છે બચુ ચેલૈયા! કે નક્કી કોઇ અઘોરી જોગીએ તારી અને તારાં ભોળાં માબાપની આવી દશા કરી હશે, પણ આપણા આર્યસંસ્કારો મુજબ આપણે કોઇ વાતનો કરુણ અંત સહી શકતા નથી એટલે બાપડા લોકકવિએ પણ, અત્યારના અનેક નાટકકારોની પેઠે, અંતમા એ અઘોરીમાંથી પ્રભુએ પ્રગટ થઇ તમને સહુને સજીવન કર્યાં એવો સુખદ અંત રચેલો હોવો જોઇએ.

'સુખી અંત' લાવવાની ઘેલછાએ આપણા ઇતિહાસની અનેક ભેદક કથાઓના જોરને હણી નાખ્યું છે. મહાભારત અને રામાયણ એ જ એ ઘેલછામાંથી બચી છુટયા છે : કુરુક્ષેત્રના સંહાર ઉપર અમીનો કુંપો છાંટવા માટે કોઇ દેવદેવલુ ઉતરતુ નથી, અને એ શોણિતભીનો વિજય ન સહેવાયાથી પાંડવો હિમાળે ગળવા જાય છે. યુધિષ્ઠિરના ખોળામા રમતો છેલ્લો પ્રિય બાંધવ શ્વાન એ આખા મહા કાવ્યનો કરુણ નીચોડ છે.

રામાયણના તમામ દિગ્વિજયને સુનકાર કરી મૂકનાર એનું છેલ્લું દૃશ્ય છે : પૃથ્વીમાં સમાઇ જતી જાનકી અને એને ઝાલવા દોડેલ રામચંદ્રના હાથમાં પકડાએલો સીતાનો ચોટલો : લવકુશનો સુખી ગજ્જવહિવટ નહિ.

હરિશ્ચંદ્રની કથાનો અંત પણ મધરાતે મસાણમાં સગા ધણીને હાથે તારામતીના છેદન વડે જ આવ્યો હોત તો કેવી સ્વાભાવિકના સચવાત?

નગીનું આદર્શ-રૂપ સતને માટે અશુભ-સું રચ્યું હોત તો કેવી કરુણતા ટપક્યા કરત!

અનેક માનવ-ધર્મોની ભુલભુલામણીમાં અટવાયલાં નરનારીઓના જીવન-સંગ્રામની આ બધી કથાઓ છે. જિંદગીની નિગૂઢતા ઉપર એ વિચારો જગાડે છે, મથનો જન્માવે છે, વેદનામાં તપાવીને કરુણારસ સીંચે છે. પ્રજાના કવિઓએ કે કથાકારોએ બળાવેલું એ સાહિત્ય-ધન છે. શા સારુ એવી પ્રજા-પ્રાણને વલોવતી સામર્થ્યવતી કથાઓ ઉપર ઇશ્વરી ચમત્કાર અથવા સુખદ અંતના બનાવટી થીગડાં મારવાં પડ્યાં? ફક્ત લોકોને બે ઘડી ગમ્મત કરવા માટે? ઇશ્વરને કોઇ મનસ્વી અને આપખુદ સર્વસત્તાધીશ તરીકે રજુ કરવા ખાતર? પાખંડ ઉપર ધર્મના પરિધાન ઓઢાડવા ખાતર? દુઃખ, ઊર્મિઓની અથડામણો, કર્તવ્યોની ભ્રમણાઓ, અને એ તમામનાથી નીપજતી આ સંસાર પરની હાહાકારભરી વિચારણા: એ જ શું ઇશ્વરી રચનાનો સાચો સાર નથી?

શા માટે આપણે હરિશ્ચંદ્રતારામતી જેવાં પાત્રોને રાગદ્વેષ-ભર્યા ઋષિઓના પંજામાં જ નથી રહેવા દેતા; શા માટે પાંચાલીના ચીર-હરણની પૂરેપૂરી નામોશી એ ડાહ્યા જુગારી પતિઓને કપાળે ચોડાવવા ન દેતાં ભગવાનને હીર ચીરની ગાંસડી લઇ હાજર કરીએ છીએ? શા માટે ચેલૈયાનું માથું ખાંડવ-નાર અઘોરી પાખંડીને પ્રભુ સ્વરૂપની ઓથ આપવી પડી?

રાગ ખેચ્યા જ કરે, જીવનનુ સ્વતત્ર ઘડતર કર્યા જ કરે, એ સ્થિતિ ઠીક છે. વાતવાતમા 'ગરૂડે ચડીને શામળિયોજી ચડી આવ્યા' ની ચાવી બહુ બેહુદી લાગે છે. ત્યારે, ઓ ભાઇ ચેલૈયા !

આ ગગાતળાવડીની પાળે જ શુ એ અઘોરી બેઠો હતો ? ને આહીંથી શુ તારી માતા એના રક્તપીતીઆ દેહને મસ્તકે ધરીને ગાજતે વાજતે ગામમા લઇ ગઇ હતી ?

અત્યારે પણુ ભાઇ ચેલૈયા, ગામોગામની હજારો માતાઓ, ભીતરથી એવા જ અઘોરી, પણુ બાહેરથી સફેદ દેખાતા સાધુ-મુનિઓના સામૈયા કરવા જાય છે, ને પોતાના બચ્ચાયાની ચીપો સુદ્ધા વેચીવેચી એ ગુરૂઓના કોડ પૂરા કરે છે.

❧

કોયલો ડુંગર કે જ્યાં દેવી હર્ષદીનું થાનક છે : એમ સોમનાથ પાસે કનકસેન ચાવડાની કનકાવતીનાં ખંડેર છે. એજ મિસાલનું હું તો આ શિયાલ બેટના અસલ નગરને માનું છું. કેમકે એજ જાતના અવશેષો આંહી પડેલા છે. તું દોસ્ત, અનંત ચાવડો જ હઇશ. તારાં જહાજો આ સમુદ્રની ચોકી કરતાં હશે, ને ચાંચ, પટવા, ત્રવડા વગેરે કંઠાળી ગામોના કોળી જાતિના પોતાના ચૌર-સૈન્યને દરિયામાં પસારી તું લૂંટો ય ચલાવતો હોઇશ. તારો કાળ મને છમા સૈકાનો લાગે છે. તારી સર્વોપરિ મોજ બસ સોરઠી રાજપતિઓને પ્રથમ મિજબાની જમવા સારૂ તારાં વહાણોમાં નોતરીને પછી વહાણને આ 'બેટ' ઉપર વ્હેતું મૂકવાની હતી ! પક્ષીઓમાં પણ તારા જેવી જ પ્રકૃતિનું એક મોજીલું પક્ષી છે. એનું નામ કાળો કોશીઓ. હોય છે તો એક મોટી ચકલી જેવડો, પણ એની સર્વોપરિ ધૂન બસ એ જ છે, કે મરતા પહેલાં એક વાર એકેએક જાતના પંખીનું અક્કેક પીંછડું તો ખેંચવું, અને એ તમામ પીછાં વડે પોતાનો માળો શણગારવો ! આવો મસ્તાન કાળો કોશીઓ જ્યારે પોતાની ખંડણીની વસૂલાત સારૂ જબ્બર સમળીની પાછળ દોટ દેતો હોય છે, ને સમળી એનાથી ત્રાસ પામીને ન્હાસતી હોય છે, ત્યારે દૃશ્ય જોવા જેવું બને છે. તારૂં પણ એવું જ હતુ દોસ્ત અનંત !

ને પછી ? આ 'સીદીકોઠો' નામે ઓળખાતા ખડક ઉપર શું તું એ તમામ મૂછાળાઓને કટ-પાંજરામા પૂરી પ્રભાતે પ્રભાતે 'કૂકડ્...કૂ !' બોલાવતો ! દરેક રાજા શું એટલો બધો નમાલો, કે મોતની બ્હીકે માથું નમાવીને, કૂકડાની માફક તારી સન્મુખ 'કૂકડૂ કૂ' કરતો ! એ બધા-ચોકવાયકા મુજબ સાડા સાતસો, અથવા તો પછી ભલે ને કેપ્ટન બેલ નોંધે છે તેરીતે માત્ર છત્રીસ-પણ એ બધા જ શું આ પાંજરાના કેદી-જીવનને એટલું બધું મીઠું ગણતા, કે રોજ પ્રભાતનું

આટલું અપમાન પી જઈને પણ દેહ રાખવાનું પસંદ કરતા? એ શું આટલી પ્રાચીન પરંપરા છે? નવીન કશું જ નહિ કે?

અને સહુથી પામર નીવડ્યો વામનસ્થલીનો રા' કવાટ; ગરવાનો ધણી મહીપાલદેવ : નવઘણ સરખા વીરનો દાદો : જેના બાપ ગ્રાહરિપુએ ઉપરકોટ જેવો કિલ્લો ઉભો કર્યો. એ બાપડો રા' કવાટ પ્રભાસને દરિયે આ ચૌરરાજ અનંત ચાવડાનું આતિથ્ય ચાખવા ગયો ને સપડાઈ જઈ પેલા સાડા સાતસો ભેગો 'કૂકડૂ કૂ' પોકારતો થયો. અને એ 'કૂકડૂ કૂ!' કંઈ જેવું તેવું? એ તો રીતસરનો મજરો કરવાનું 'કૂકડૂ કૂ!'

કર મજરો કવાટ! (તુને) આપે રાજા અનંત,
(તો તો) પાછો મેલું પાટ, (તુને) પરણાવી ગરનારપત!

એ આ કથાનો દુહો છે; રાજા અનંત ચાવડો રોજ પ્રભાતે રા' ક્વાટને કહેતો કે, "જો તું મારી સામે ગર્દન ઝુકાવી, કુકડાની પેઠે પ્રભાતની નેકી પોકારી મારી સલામ ભરીશ, તો હું તને કોઈક દિવસ પરણાવીને પછી પાછો રાજગાદી પર બેસારીશ, બચ્ચાજી!' બાકી એ કવાટના-એ મહીપાલદેવ યદુવંશીની વીરતાના તો શા શા વખાણ કરીએ? પાંજરે જીભ કરડીને મરી ન જઈ શક્યો એટલે, તળાજાના રાજા ઉગાવાળાને એણે છાનો સંદેશો પહોંચાડ્યો કે

તું કહેતો તે પાળ્ય, તાળી જે તળાજાધણી!
વાળા હવે વગાડ્ય, એકે હાથે ઉગલા!

'હે ભાણેજ ઉગાવાળા! (અથવા કોઈ કહે છે કે ક્વાટ ભાણેજ ને ઉગો મામો) મેં તારી સાથે બહુ વેર બાંધ્યું છે. તેં કહ્યું હતું કે

સાચી વીરતા તો એક હાથની ય તાળી પાડી શકે. મેં આજ સુધી તારા શૌર્યનો તેજદ્વેષ કરેલ છે. પણ હવે તું આવ, ને બતાવ કે એક હાથે તાળી કેમ પડે છે.'

ઉગો બિચારો મામાની અવદશાની દયા આણીને શિયાલબેટ પર ચડ્યો. એની કનેય તળાજા, સરતાનપર, ઝાંઝમેર વગેરે સમુદ્રતીરની ખારવા-ફોજ હોવીજ જોઇએ. નહિ તો અનંત ચાવડા જેવા સમર્થ સાગરરાજના નૌકાસૈન્યને શિકસ્ત આપી, બેટ ફરતો ઉભેલો એ બલિષ્ઠ દુર્ગ ભેદી એ અંદર કેમ જઇ શકે!

પણ હું તો આપણા 'કૂકડૂ કૂ' કવાટ ભાઇની વીરતા બતાવવા માગુ છું. અનંત ચાવડાને રોળી નાખીને ઉગો દોડતો આવ્યો એ પાંજરા ઉપર. ગરનારપત મામાની આ અપમાનિત દશા દેખીને એની સબૂરી ખૂટી ગઇ. પાંજરાનું બારણું ખોલવાની ચાવી હાથ કરવા જેટલો વિલંબ પણ એનાથી ન સહેવાયો. એણે ઠેક મારીને પગની પાટુ લગાવી એ કેદખાનાના કમાડ ઉપર. કમાડ ઉઘડી પડયું.

ડગોવાળો મામાને સમજાવે છે: પોતાની અધીરાઈનો દોષ-દરાદાનો નહિ-કબુલ કરે છે. પણ યદુવંશી મામા મહીપાલદેવ પોતાના તુચ્છ ભાણેજ ઉગલાની આ ધૃષ્ટતા શે સહી શકે? (એ તો અનંત આવડાનું 'કુકડૂ કૂ' જ સહન કરે.)

એક વાર પાંજરે પડ્યો પડ્યો ઉગાને આવી કાકલુદીઓના સંદેશા મોકલનાર—

સો રાજા બંધે પડ્યા, કઠ પાંજરે ક્વાટ;
વાળા જોઉં વાટ, એક તાહરી ઉગલા!

છાતી ઉપર શેરડો, માથા ઉપર વાટ,
જાણજે વાળા ઉગલા! કઠ પાંજરે ક્વાટ,

તું કહેતો તે આવ, તાળી જે તળાજાની ધણી,
વાળા હવે વગાડય, એકલ હાથે ઉગલા!

આવા આજીજીના સૂર કાઢનાર ગરનારપત હવે પાંજરું ઉઘડ્યે ભારી થયા. વામનસ્થલી જઈને, જરા સાજા તાજા બની, પછી મોટી ફોજ લઈ એ ક્ષાત્ર વીર પોતાના ઉગારનાર યુવાન ઉગાવાળા ઉપર ચડ્યા, અને બાબરીયાવાડના ચિત્રાસર ગામની પાસે કુરુક્ષેત્રનાં રક્ત રેલાવીને ભાણેજનો વધ કર્યો.

•

⁂

## દરિયાનાં દેવદેવીઓ

એ તો હવે ગયાઃ એ ફૂકડૂકૂ કરાવનાર અને કરનારા, તમામ ગયા. રહ્યાં છે ફક્ત ૫૦૦–૭૦૦ ઉદ્યમવત કોળી કુટુંબો. આ ખારવાઓ. 'બેટ'ને આરે બેઠા બેઠા જુનાં વહાણો સમારે છે, નવા બનાવે છે, કરાચી, મુંબઇ, ને કાલીકોટની સફરે ચડે છે, વહાણે ચડવા અશક્ત હોય તે કુટુંબો જાફરાબાદ જઇ મચ્છી મારી ગુજારો કરે છે, એક ગાઉની બેટ–ધરતીમાં અક્કેક બબ્બે વીઘાનું વાવેતર પણ અક્કેક કુટુંબને વાલ, રીંગણા, મૂળા વગેરેની થોડી થોડી પેદાશ આપી રહે છે, જૂની વાવો એને પીવાનુ જળ પૂરૂં પાડે છે, દરિયાનુ નીર એને માછલાં આપવા ઉપરાંત, એના ખાટલાઓના માકડને પણ પોતાનાં જળચરોને મ્હોંયેથી વીણાવી દિયે છે, અને માઇલનો સમુદ્ર ઓળંગીને એની ખારવણો સામે ધરતી–કાંઠે બળતણના લાકડાં ગોતવા જાય છે (બેટ શિયાળમાં બળતણનો ખરો ત્રાસ છે. ઝાડી કે વન જરીકે ન મળે.)

એ વિજોગણ ખારવણોનું નજીકમાં નજીક હટાણું દરિયારસ્તે પાંચ ગાઉ આઘેરા બંદર જાફરાબાદની હાટડીઓમાંઃ એની બિમારીની દવા કરનાર દુલા સતાઇપીરનુ નામ અને કોઇક રડ્યો ખડ્યો હજામઃ એના બાળકોની નિશાળ ફક્ત દરિયાની છાતી ઉપરઃ એનો ખરો ઉત્સવ એક હોળી.

અરે બાપ, તમે હોળી ટાણે આંહી આવજો એટલે અમારા લોકની ખરી મસ્તી જોઈ શકશો. આજ તો અમારા તમામ નાના મોટા જણ ન્હાણે ચડી ગયા છે. પણ હોળી માથે એ એકોએક આવી પોગવાનો. એક પણ જણ બા'ર નહિ રે'વાનો. પંદર દિ' અમે મર્દ માણસો દારૂડો પીશું, ગાંડાતૂર બનશું, ગાશું, દાંડિયા લેશું. અમારી વાતુ ને અમારાં ગીતો તે દિ' મા નીકળશે. આજ તો પેટ ખાતી પડ્યું છે. અમારા ખરા જણ ક્યાં છે?

'દારૂ બહુ પીવો છો?'

હા, તે ટાણે પીવાના. અરે બાપડે ગોપમહીને બાવે એ લાખ મેનત કરી'તી ગામને દારૂ છોડવવાની! કેટલાક દિ' તો ટક્યું, પણ પછી અમારા જણ ન રહી શક્યા. ને બાવો ગામ માથે મેચવાટને આંહીનું પાણી હરામ કરી ચાલ્યા ગયા છે.

વાતાવરણ એક બીજાથી જે મેળ પામે છે, તે મેળ બીજાં દેવીદેવતા સાથે દરિયાને મળતો નથી. નહિ તો હિન્દુઓએ કંઇ કમ દેવસ્થાનાં ઉભાં કર્યાં છે આ સાગરતીર ઉપર? ઠેર ઠેર મહાદેવ: ગોપનાથ, ઝાંઝનાથ, ચાંચુડા ને સોમિયા સરીખા: ઠેર ઠેર દેવીઓ, ભવાની, હર્ષદી, શીકોતર ને મઢવાડય જેવી. ઠેર ઠેર ઇશ્વરાવતાર, વારાહરૂપ, જગત, અને બેટ શંખોદ્ધારના એક સામટા કૃષ્ણ કુટુંબનું જૂથ. પણ એ બધાં કેમ દરિયાઇ વિભૂતિથી મેળ નથી લેતાં?

મને લાગે છે કે પીર એટલે મૃત્યુની પ્રતિષ્ઠા: દરિયો પણ જીવન કરતાં મૃત્યુનો જ ભાસ વધુ કરાવે: એ બન્નેના વાતાવરણમાં કંઇક નિગૂઢ, ગેબી, અનંત, પરલોકનું તત્ત્વ પડ્યું છે. અવસાનનું મૌન છે. અફસોસની શાંતિ છે. કરુણાભરી નિર્જનતા છે. લોબાનના ધૂપમાંથી પથરાતી જે ગમગીન ફોરમ દરિયાના અનંત સીમાડા ઉપર ચાલી જાય છે, તે ફોરમ ઘી તેલના ધૂપદીપ, અગરચંદનના લેપતિલક, સીંદુર કુમકુમના સાથીઆ, આગી રોશનીના ઝાકઝમાળ, અને બીજા મંદિરીઆ ઠાઠમાઠમાં નથી. દરિયો જાણે મહાકાલ છે. એનાં ઉછળતાં અથવા મુગાં પડેલાં પાણી હમેશાં કોઇ શબ ઉપર ઓઢાડેલ સોડ્યની જ યાદ આપે છે. કૈંક વહાણો અને ખલાસીઓના મૃતદેહ એ કફનની નીચે પોઢેલા છે. માટે જ મને લાગે છે કે પીર અને સાગર વચ્ચે કોઇક પ્રકારની તદ્રૂપતા હશે.

ને આ પીરની કલ્પનામાં ભયનું તત્ત્વ ઓછું છે. પોરબંદરને દરિયે પેલા મીંયાણી પટ્ટણનાં ખંડિયેરની નજીક, ખાડીને સામે પાર કોયલો ડુંગર છે, તેની 'કોયલાવાળી' દેવી હર્ષદી આઇનો ઇતિહાસ તો ભયાનક છે. એક વાર એ 'કોયલાવાળી' માતાનું બેસણું એ ડુંગરની ટોચે હતું. પણ સન્મુખ પડેલા મોટા દરિયામાં જે જે વહાણો નીકળતાં,

ને આ દેવીની કરડી નજરમાં આવતાં, તે બધાં પાણીમાં ગરક બની જતાં. પછી બાપડા કચ્છના પરગજુ શેઠ જગડુશાએ માતાજીને વિનવ્યાં કે ભલાં થઈને કોઈ વાતે તમે ત્યાં શિખરે બેસીને વહાણો ભરખવાનું છોડીને નીચે તળેટીમાં પધારો ? આઈ કહે કે મારે પગલે પગલે અક્કેક પાડાનો ભોગ પૂરો પાડ તો હું નીચી ઉતરૂં. 'એમ તો એમ !' કહીને જગડુશાએ પાડા એકઠા કર્યા, પગલે પગલે અક્કેક નિર્દોષ પાડો વધેરીને આઈને નીચે લીધાં. પણ છેલ્લાં ચાર પગલાં બાકી રહ્યાં ત્યાં પાડાં ખૂટી પડ્યા ! હવે ? હવે આઈ કહે કે આ ને આ ઘડીએ ભોગ લાવ, નહિ તો હું પાછી ચડી જઈશ ! જગડુશાને સુભાગ્યે એની સાથે પોતાનો દીકરો ને દીકરાવહુ હાજર હતાં. ને ઘણાંખરાં કુટુંબોમાં આજ પણ છે તે મુજબ દીકરો ને દીકરાવહુ તો ઘરનાં પશુ [ તે પશુ પાછાં બલિદાન ચડાવવાનાં પશુ સ્વરૂપ ] જ તે કાળે ય મનાતાં હશે. આજે એ જોડિયો બલિ સમાજના દાનવને ચડે છે, તે કાળે દેવદેવીને ચડતો. ટુંકામાં પછી બે પગલાં આ પુત્ર અને પુત્રવધુનાં શોણિતે છંટાયાં, ને દેવી તૃપ્ત બનીને તે કાળથી હવે તળેટીમાં જ બિરાજેલ છે. દરિયા આડો કોયલા ડુંગરનો પડદો દેવાઈ ગયો છે. એટલે હવે ખારવાઓનો જલમાર્ગ સલામત બનેલ છે. [ કોયલા ડુંગરની ટોચે જે પ્રાચીન હર્ષદી–મંદિર ખાલી પડ્યું છે, તે ખરેખર પુરાતત્ત્વના શોધકોએ નજર કરી લેવા જેવું છે. મસ્કરીની વાત નથી. ]

આ હિસાબે પીરની બાપડાની રંજાડ છે કશી યે ! બેસનારને માથે રાત રહેનારને અસુ પીર ભલે ફગાવી દે છે, પણ એનું ફગાવવું એટલે માણસના ફોદેફોદા વેરી નાખવા જેવું નહિ. સવારે જાગ્રત થયેલો માણસ જુએ તો પોતે કોઈક સલામત ધરતીમાં નિરાંતે પડ્યો હોય !

ગ્રીક પુરાણકથા માંહેલો જળદેવ નીરિયસ બાબો પણ એવો જ ભદ્રિક પીર છે. શાંતિમય સાગરજળનો એ અધિષ્ઠાતા પોતાની પચાસ નાની દીકરીઓનું જૂથ લઈને દરિયે ભમ્યા કરે છે, અને શ્રદ્ધાળુ નાવિકોને દિલાસા આપે છે. સવાઈ પીરને વિશે પ આવી જ આસ્થા છે.

આવાં વંદનશીલ વૃક્ષો, અને આવી બ્હેમર્જાદ અજ્ઞાન વસ્તી વગેરે બધી વાતની અનુકૂળતા છતાં કેમ કોઇ પુરોહિત આંહી યાત્રાધામ ઉભું કરવા પહોંચ્યો નથી ? કોઇક દ્વારિકા, બેટ કે સોમનાથની માતબર પેઢીએ કેમ આંહી પોતાની 'બ્રાંચ' નહિ નાખી દીધી હોય ? દિવાબુટ્ટા ગોરખમઢીવાળા બાવુએ આવું કશું કરવાને બદલે નાહક દારૂ છોડાવવાની હીલચાલ કરી !

આવા-લગભગ જાતે જ આવીને આંહી જાત્રાધામ સ્થાપવાના લલચામણા વિચારો મનમાં ચાલી રહ્યા હતા, ત્યાં તો ઘુવા પગીએ કહ્યું કે "ભાઇ, ઝટ ચાલો હવે. મઝવો તૈયાર છે. ને જાફરાબાદ અરધી જ કલાકમાં પુગાડે તેવો વાવડો છે, માટે હુંડો !"

## 'મોતી ખૂડયું મોરણી !'

"બસ ? વિવાહ પછી માત્ર પંદર દિવસમાં જ પાછા મુસાફરીએ ચડશે તમારા પરણેલા જુવાનો ?"

"ચડે નહિ તો ખાય શું ? મહિના બે મહિનાની અફેક ખેપ કરે ત્યારે માંડ રૂ. ૮–૧૦ મળે એને વેપારી કનેથી."

અપ્ટન સીંક્લેરનું 'જંગલ' યાદ આવ્યું. ચીકાગો શહેરના એ વિરાટ કતલખાનાનો મજૂર યુર્ગીસ અને એની પરણેતર પોતાના લગ્નદિવસે પણ દિવસભર કારખાને મજૂરી ખેંચી આવીને રાતે પરણે છે, આખી રાત એનાં સગાવહાલાં અને ઓળખીતાના સમુદાય જોડે એક હોટેલમાં નાચગાન ને ખાણીપીણીમાં ગુજારે છે, પરોઢિયે થાક્યાપાક્યા, શિર ઉપર એ એક રાતના ખર્ચની ભરપાઇ કરવાની ફિકરનો ગાગડી લઇ, પોતાના કાતરિયાનું તાળું ઉઘાડે છે, અને તુર્ત જ કારખાનાની વ્હીસલ વાગે છે. નવદંપતિ મજુરીએ ચાલ્યાં જાય છે. આ તેઓની લગ્નરાત્રિ।

ખારવાઓના પણ લગભગ એજ જાતના લગ્ન: દરિયાઇ મૃત્યુના કફન નીચે પોઢતું દંપતિ–જીવન.

'તમારે વિવાહનો સંબંધ કેટલે દૂર થાય ?'

"આ બેટ, ચાંચ, પટવા ને ત્રગડ: ફક્ત આ ચાર ગામની જ અંદર. એથી બહાર નહિ."

બરાબર છે. મૃત્યુની સોડ્યમાં પોતાની પુત્રીઓને સુવાડવા આ ચાર ખારવાઇ ગામો સિવાયના બીજા કોણ લોકો આવે? વહાણે ચડ્યો ખલાસી પાછો તો ઘેર પહોંચે ત્યારે ખરો. પ્રત્યેક વિદાય છેલ્લી જ સમઝવાની. પ્રત્યેક મિલન એક નવો અવતાર. એ ચિર-વિયોગીઓની ઝંખનાનાં ગીતો તો હું કતપરના વર્ણન ટાણે જ આપીશ. નાવિકોની સ્ત્રીઓની નીતિ ઉપર આપણે 'ધરતીનાં પરમ પવિત્ર મનુષ્યો' કેવા કટાક્ષો કરીએ છીએ તે પણ હું ત્યારે જ છણીશ.

અત્યારે તો નાવિક જીવનની આ કરુણતામાંથી ટપકેલ એક આંસુ સમાન કાવ્ય-ઘટના મારી સામે તરવરે છે. શિયાળ બેટની ધર્મશાળાના ઢોરા ઉપરથી બરોબર સન્મુખના બિન્દુ ઉપર, સમુદ્રના સામા પારની એક ઉંચી ટેકરી ઉપર ચાંચુડા મહાદેવની દેરી છે. બેટ અને ચાંચુડા વચ્ચે બે જણાં ડૂબ્યાં છે. એક તો બેટની ખલાસી-નાર મોરણી, ને બીજો ચાંચુડાનો પુજારી બાવો ભભૂતગર:

> ચાંચુડે ચડવા જાય, (મારૂં) પાંજર પોત્યું કરે;
> (ત્યાં તો) બેટના આરામાંય, મોતી બૂડયું મોરણી.'

'હે મોરણી! રાત્રિના અંધકારમાં તું બેટથી ઉતરીને બે તુંબડાં બાંધેલ વાંસ ઉપર તરતી તરતી આવતી હોઇશ એમ સમજીને મારૂં દેહ-પીંજર આ ચાંચુડાની ભેખડે તને નિશાની કરવા ચડે છે. એ નિશાનીને આધારે રોજ રાતની કાળી મેઘલી ઘટામાં, ખાડીના ચાડે તેવા તોફાનને ચીરી તું આંહી આવી પહોંચતી. પરંતુ આજ

તો મારે નિશાનીનો દીવો ધરી રાખીને વાટ જોયા જ કરવી પડી. કેમકે મારૂં મોતી મોગ્ણી તો બેટના બારામાં જ ડૂબી મરી.

મોતની અચોક્કસ લાંબી સફરો ખેડતા કોઇ ગરીબ નાવિકની પરણેતર ઓ મોગ્ણી! તું શુ તારા નિત્યના વિજોગથી કટાળી ગઇ હતી? સામે કાંઠે બળતણનાં કરગઠિયાં વીણવા જતાં શું તને ચાચુડાના પુજારીની પ્રીત ડગી હતી? મોડી ગતે વાંસડાને બે છેડે બે તુમડાં બાંધીને તેને આધારે આટલો લાંબો ને ઉંડો સાગરપટ ચુપચાપ તરી જવાનું કૌવત તને કોણુ આપી રહ્યું હતુ? તારા પ્રત્યેક રાત્રિના પ્યારને શુ તું સામા છાબડામાં તારો પ્રાણુ મૂકીને આ કઠોર વિશ્વની બજારમાંથી ખરીદતી હતી? અમે પાખંડી લગ્નનીતિના (Marriage plus prostitutionના) પગેપગ ભ્રષ્ટ બનનાર કંગાલો, અમે કેવળ અનુકૂલતાને અભાવે ઉગરી રહેનાર, લોકાપવાદના ભીરૂ શિયળવંતો, અમે દ્રવ્ય, વિદ્વતા અને બાપદાદાની આબરૂને જોરે સુંદર સ્ત્રીઓ ખરીદનાર વિલાસીઓ, તને પ્રતિ ગતના સાગરજળ પાર કરનારીને એક નીતિભ્રષ્ટ ખારવણ કહીએ છીએ. ઓ મોગ્ણી! તારી એ ભ્રષ્ટતાની પછવાડે ય કેવું ભીષણ મત ઢળ્યું હતુ!

પણ તારા છુપાવેલા વાંસ–તુંબડા એક દિવસ ઉઘાડાં પડી ગયા. તારી સાસુએ દગો કર્યો. છાનામાના એ તુંબડા ખસેડી લઇ, તેની જગ્યાએ માટીના બે કાચા મેરીઆ બાંધી દીધા. એ અધરાતને અંધારે દરિયાના મરણુપછાડા વચ્ચે તારા પ્યારના પછાડે તારા કલેવરને ઝીંકી દીધુ. માટીના મેરીઆ તારે એક જ શ્વાસે ઓગળી ગયા. તુ ખારવાની દીકરી છતા શુ તરવાનું શીખી નહોતી? તારૂ શરીર તળીએ જઇ બેઠું. અને તારો સામા કિનારાનો પિયુ પણ તારો

કાળ થયો સમઝી લઇ, ચાંચુડાની ધારથી દરિયામાં ખાબક્યો. ને પોતે પુરુષ હોઇ રખે રૂંધાઇ પડ્યા પછી જીવનરની લાલચ લાગી જાય તે બ્હીકે હાથ પગ દોરીથી ઝકડી લઇને જ પડ્યો. તમારી જળ-સમાધ ઉપર કોઇ દેરી ચણાઇ નથી, માત્ર કોઇક લોક કવિની કવિતાએ જ ચાર –છ દુહાની ખાંભી ચણી. તેમાંથી એકાદ આવો દુહો હાથ લાગે છે કે—

ચાંચુડે ચડવા જાય, (મારૂં) પાંજર પોત્યું કરે,
(ત્યાં તો) બેટના બારા માંય, મોતી બૂડ્યું મોરણી

સિંધુ નદી ઉપર પણ એક આવી જ રાત અંધારી હતી. અને હર રોજ રાતે સીંધુનાં ભમ્મરિયાં જળ ભેદીને કુંભાર-કન્યા સુહિણી પોતાના સમાજબાતલ પિયુ મેહાર (ગોવાળ)ને મળવા સામે પાર જતી હતી. એને પાર લઇ જનાર પાકા ઘડાને પણ એની માતાએ એક રાતે બદલી લઇ કાચો ઘડો ધરી દીધો હતો. ને એ ઘડાએ મધ્યજળમાં ડૂબતી મૂકેલ દિવાની સુહિણી સામા પારથી પિયુના પાવાના સૂર સાંભળતી સાંભળતી,

ઘિરી ઘરે હથ કરે, ઓર્યાં ઇ આંકું
વેચારીય વડું કિયું, વિચ ધરિયા ધાઉં,
વરૂ સાડ! પાંઉં, તાંકું તકી આંહ્યાં,

"પ્રથમ ઘડો હાથ ધરીને તરી; પછી એ ઓગળી જતાં બાહુઓ [ભુજાઓ] બોળીને તરી; ને છેવટે ડૂબતાં ડૂબતાં દરિયામાંથી [સિંધુ નદી] વચ્ચેથી એ બિચારીએ ધા ઉપર ધા દીધી કે "ઓ વહાલા સાડ! ઓ મેહાર! તું પાછો વળી જજે, કેમકે મને પાણીનાં હિંસક પશુઓએ ઘેરી લીધી છે."

એમ પોકારીને જળમાં ગઈ. મેંડારે પણ એની સંગાથે જ દરિયાની આરમગાહ બિછાવી.

એ સુહિણી અને તું મોરણી, બેઉ શું એક જ માર્ગના મુસાફિર હતાં? ત્રીજું કોઇ જુગલ તમારે પંથે પડ્યું છે ખરું?

હા, હા, દૂર, દૂર, કોઇક કાળાન્તર પરના ભૂતકાળમાં : અને સ્થળને હિસાબે પણ પારંપાર આંહે, એશિયા ખંડ અને યુરોપ ખંડ બે ખડોને ફક્ત અરધોજ માઇલ અળગા રાખીને પડેલી હેલેસ્પોન્ટની સામુદ્રધૂનીના ઝીણેરા વમળોની અંદર.

આહી મોરણીનો પ્રેમિક ચામુંડા-મંદિરનો પુજારી હતો, ને ત્યાં લીએન્ડરની પ્રિયતમા હીરા, દેવીના દેવાલયની પુજારિણી હતી. યુરોપ ખંડના છેલ્લા ધરતી-બિંદુ પર ઉભેલ એ જોગેશ્વરીને મંદિરેથી હીરાની આંખો હેલેસ્પોન્ટને સામે તીર રહેતા જુવાન લીએન્ડરને જ શોધતી હતી. યુરપ-એશિયાની વચ્ચે પ્યારના ત્રાગડા એ ચાર આંખો નિરંતર કાંત્યા કરતી હતી. સાંકડી સામુદ્રધુનીમાંથી આવ-જા કરતા અગમ્ય સાગરનીર અહોરાત એવા તો પછડાટ મચાવતા કે ન ત્યાં મછવો ચાલી શકતો, ન ત્યાં માનવી તરી શકતું. અર્ધા જ માઇલને અંતરે ઉભેલ બે પ્રેમીઓની વચ્ચે એ સાંકડી નાળ હજાર યોજનનું છેડું પાડીને દાંત કચકચાવતી હતી

પરંતુ પ્યારના સામર્થ્યે કયા સંકટ ગનકાર્યાં છે જગતમાં! હમેશ રાત્રિયે આ કાંઠેથી લીએન્ડર ઝંપલાવી પડતો, ને સામે તીરેથી પુજારિણી મશાલ પેટાવીને દેવાલયના બુરજ ઉપર ઉભી રહેતી. મશાલની ટમટમતી તારલ-જ્યોતને એંધાણે એંધાણે લીએન્ડરની ભુજાઓ એ વિકરાળ લોઢને ભેદી ભેદી ચાલી જતી. પ્રેમીજનો

રોજ ને રોજ રાતે એ રીતે દેવીના થાનકમા મેળા થતા પરોઢના અંધકારમા જ લીએન્ડર પાછો એશિયાને તીર તરી જતો.

પરંતુ એક રાત્રિએ સામુદ્રધુનીના તોફાને એશિયા–યુરપ વચ્ચેના આ ત્રાગડાને તોડવાનો નિશ્ચય કરીને જ મચ્યા હતા જાણે. પોતાના દેહને ઉંચે ઉપાડી ઉપાડીને પછાડી મુકતો કરવા ઉન્મત્ત બનેલ તરંગોની માથે લીએન્ડરે પોણી ગત સુધી મુકાબલો કર્યા કર્યો. મોજાંના મારથી છુદાતી એની છાતી ગોગ વળી જતી હતી. તરંગોની ચૂડ એની પાસળીઓને હમણા જાણે ભીંસી નાખશે એમ એનો શ્વાસ નીકળી પડતો હતો. છતા લીએન્ડરનો પ્યાર પરાજય કબુલતો નહોતો. કારણ? કારણ કે સામે પાર મશાલની દીવડી હજુ તબકતી હતી. વમળમાથી વારંવાર ઉચું માથું કરીને લીએન્ડર એ જ્યોતને જોઇ લેતો હતો. જ્યોત દેખાયા કરી ત્યા સુધી એણે હામ હારી નહિ.

પરંતુ હવે થોડુક જ અંતર રહ્યુ છે, બે ચાર છલગે કિનારો હાથ કરી લઇશ, ને પછી આ વેરણ સામુદ્રધુની એના લોઢ રૂપી દાંત કચકચાવતી જોઇ રહેશે ત્યા તો દીવો ઓલવાયો. વાવાઝોડાના ઝપાટા વચ્ચે મશાલને પોતાના પાલવની આડશે આડ આડ સાચવી રહેલી પુજારિણીની ધીરજને પવને ધૂળ મેળવી. એટલે લીએન્ડર કિનારો હાથ કરવાની આશા ગુમાવીને મોજાને શરણ થઇ ગયો.

પુજારિણી હીરા એ બુઝેલી મશાલ સાથે ત્યા ખડક પરના મદિરે જ થીજી ગઇ. માન્યુ કે આ તોફાનની અંદર આવતી ગતની યાત્રા પ્રાય પિયુએ માડી વાળી હશે.

પ્રભાતનુ પ્રથમ કિરણ ફુટતાની વારે જ એણે મદિરના ઉંચા ઉંચા પરથી નીચે નજર નાખી. ખડકની ભેખડ ઉપર એક ગૌર માનવ

ક્લેવર પાડ્યું હતું. લોખંડે બાઝેલાં શ્વેત સમુદ્રફીણમાં સિંદુરિયા રંગનું શોણિત નીતરતું હતું.

દુઃખની એક હાય પુકારી, અને દેહ પરથી પુરુષનાં પરિધાન ફાડી નાખી હીરાં પાણીમાં કુદી પડી. એક પહોર પછી મોજાંએ એના શરીરને પણ લીએન્ડરના શબની પાસે સુવાડી દીધું.

મોરણી-જસૂતગર : સુહિણી-મેહાર : હીરાં-લીએન્ડર : એક સોરઠની, બીજી પંજાબની, ને ત્રીજી ગ્રીસની, ત્રણે શું જુદી જુદી ઘટનાઓ હશે? કે એક જ ઘટના પરથી ઘડાએલી લોકકથા વહાણવટીઓની જીભે ચડીને જુદે જુદે ઠેકાણે ઉતરી પડી હશે? ને પછી શું એને સ્થલ સ્થલનાં લોકોએ પોતપોતાની નજીકનાં એવાં જ મળતાં સ્થળોની સાથે નોખે નોખે નામે બંધ બેસતી કરી હશે? સુહિણી-મેહારની એકની એક કથા પંજાબ, સિંધ તેમ જ કચ્છમાં કાં દાવો પામે? બેટ શંખોદ્ધારની નજીક પણ સુણી-મેહારના બે ખડકો બતાવવામાં આવે છે, તેનો શો મર્મ? આમ પ્રેમકથાના રસને જે વેળા હું પંડિતાઇની આંચ લગાવી રહ્યો હતો, તે વેળા—

"કાં શેઠ, મા બણાવશું?" જાફરાબાદ તરફ સરતા 'પીરના મછવા'માં વિચારગ્રસ્ત બેઠેલ આ વિદ્વાનને સામત ખલાસીએ નોતરું પુકાર્યું.

"ચા? આંહી મછવામાં?"

"હા શેઠ, દૂધ તો નથી એટલે 'સુલતાની ચા' બણાવીએ." સામત ખલાસી કનેથી આજ પહેલી જ વાર 'સુલતાની ચહા'નાં નામ સ્વરૂપ જાણ્યાં.

## એક બે ભજનો

"સામતભાઈ, મોટા દરિયા ખેડ્યા છે ?"

"હા ભાઈ, સાત આઠ વરસનો હતો તે દા'ડેથી મારા મામાના વા'ણે રોટલા ઘડવા ચડ્યો, ને તે પછી આજ દિ લગી દરેલાઇ જ કરી છે. આંહીનાં વાણુંમાં, ને કચ્છના વાણુમાં. મામો મુવો તયે એના છોકરા નાનાઃ ઇનું વાણુ ઘણા વરસ ખેડ્યું. છોકરા જવાન થિયા એટલે મેં કહ્યું કે "બાપા, તમારો ઘોડો હવે તમે હાંકી ખાવ." પણુ બાપડા જુવાન ખરા ને ! એક વારની ખેપમાં મલબારથી આવતા'તા, તે રાતને ટાણે મધાય સઇ ગીયા. સોખવાણે (સુકાને) બેઠેલ ભાણેજ પણુ ઝોલે ગયો. મનમા એમ કે વા'ણુ સમે માર્ગે હાલ્યું જાય છે. જાગીને નજર કરે ત્યાં તો વા'ણુ કાદામાં પછડાટા ખાય છે ! છોકરા બાપડા કુદી કુદીને નીસરી ગયા, ને વાણુના ભુકા થઇ ગ્યા ઇ કાદાને માથે. એવું વાણ આખા બેટમાં કોઇને નોતુ."

"સામતભાઇ, દરિયામાં તોફાન નડ્યાં છે કદી ?"

"અરે ભાઇ ! તોફાનની શી વાત કરવી ? રતનાગર દયાળુ છે તે બચાવે છે. બાકી અમારે ને મોતને ક્યાં છેટું છે ?"

"તોફાન વખતે શું કરો ?"

"જ્યારે તોફાન આવવાનું હોય ત્યારે અમારી કને 'માવમનો હેવો' (હોકાયંત્ર) હોય છે ના, ઇની વચેનો ગોળો નેનકલાક રોખો સફેદ બણી જાય. પછી અમે વાણ બચના માલને વામી (નાખી) દઇએ, ને માણુમ બચનાં વાણને જાવા દઇએ, વા'ણનો કવો (કુવાયમ નામનો મધ્યસ્થંભ) પણ કવાડીએ કવાડીએ ચોડી ને નાખી દેવો પડે. જેમ બને તેમ વાણને હળવું કરી નાખી મોજાંને માથે જાવા દઇએ, એમ છતાં યે બચાવ ન જ થઇ શકે એવું હોય, તો પછી જીવના જણ બા'રા નીગરી જાઇએં. પછી અમને વળી જ્યાં મારક કાઢે ત્યાં ખરો."

મામાભાઇ આવી વાતો કરે છે, જમણા હાથને કિનારે કિનારે, ડાચા ફાડીને બેઠેલ ભગ્ગજોગણી જેવી ભેખડોથી છેટે છેટે મછવો ચાલ્યો જાય છે, ત્યાં કિનારે એક મંદિર દેખાયું.

"એ છે વારાહરૂપનું થાનક, ભાઇ, આપણા આખા દેશમાં વરાહ અવતારની બીજી સ્થાપના ક્યાંય નથી. આપણી દેહ જેટલી ઉંચી મૂર્તિ છે : રંગે કાળી : મોઢું વરાહનું : મોંમાં દાનરડી છે. દાનરડી માથે પૃથ્વીનો પીંડો છે. ચતુર્ભુજ સ્વરૂપ છે. મોઢા સિવાયની આખી કાયા માનવરૂપની છે. અત્યારે ત્યાંથી પાણી વળી ગયાં છે, એટલે મછવો પોગી નહિ શકે. નીકર જઇ આવત આપણે."

પ્રભુના વરાહઅવતારની, આખા ભારતવર્ષ ખાતેની એકની એક પ્રતિષ્ઠા આહીં સોરઠને એક અપરિચિત કિનારે ક્યાંથી ? ના, કિનારો તો અપરિચિત નથી. આખા ય આર્યાવર્તમાંથી અસલના કાળમાં આહીં ઉતરતાં યાત્રિકોનો છેક દ્વારિકા સુધીનો યાત્રાપથ

તો આ કિનારે કિનારે જ ચાલતો હતો. તે મહામાર્ગની ઉપર જ આ વારાહરૂપનુ ધામ પણ છે. આ પ્રદેશને અપરિચિત બનાવી મૂકનાર તો પેલા પન્નાર્યા દોડતા આગગાડીના ડબ્બા જ છે. આજે આર્યાવર્તના યાત્રિએ સૌરાષ્ટ્રના માત્ર બે ત્રણ તીર્થો જ જોઇને ચાલ્યા જાય છે. પોણો સો વર્ષ પૂર્વે તો એને આખી જ સોરઠનું દર્શન થતુ. કિનારા ઉપર ટકાએલા મોતી શા બદરો, અને કિનારાથી પાચ પાચ કોમની અદર પડેલા શૈવ, બૌદ્ધ તેમજ વૈષ્ણવી તીર્થ-સ્થાનો. પહાડો, ઝાડીઓ ને વન, તમામને અવલોકવાની ખુબિતદાર એ કેડી હતી. સમગ્રતાની દષ્ટિ એમા ખૂબ સચવાયલી હતી.

પણ આ વારાહ અવતારની એની એક સ્થાપના આહી ક્યાથી? આખા ભારતવર્ષમા એકનુ એક વામન અવતારનુ મદિર પણ સૌરાષ્ટ્રના વણથળી (વામનસ્થળી) ગામે કેમ? આ 'સુરાષ્ટ્ર'ને ઇતિહાસે કેમ આટલો બધો મહિમા ચડાવ્યો છે? આ દેશની તવારીખ કેટલા યુગોની જુની સમઝવી? ચાચના પેલા નાવણ ઝાડ ઉખડાને વૉટસન સાહેબે ત્રણ હજાર વર્ષોનો જૂનો કહ્યો છે! ઇતિહાસકાર કૅપ્ટન બેલ સાચુ જ લખે છે > The history of Kathiawar is the history of whole India in miniature. સસ્કૃતિઓની ચડતી પડતીના જે જે મોજા હિન્દને છટાયા, તે તે તમામ આ સુરાષ્ટ્રને કિનારે પણ અફળાયા હતા.

'ઠીક, સામતભાઇ, આપણે તો આપણી વાતો ચલાવો. મોટી વાતો ભલે ઇતિહાસવેત્તાઓ ચર્ચતા.'

પણ સામતભાઇ કઇ પાણીનો નળ થોડો હતો કે ચકલી ઉઘાડીએ એટલે અદરથી ધાર થાય? એ તો હતો માનવી. એ

આ રીતે જેસલ લૂંટારો ગળની માઝમ રાતે જ્યારે કાળા રંગની લુંધી પહેરીને, કમ્મે તલવાર અને હાથમાં ગણેદીઓ લઇને, પ્રભુભક્ત તોળલ સતીના પતિ સંસતીઆને ઘેર ત્રણ ચીજની ચોરી કરવા જાય છેઃ શી ત્રણ ચીજ? સતી તોળલ, ઘોડી ને તરવાર. પણ પોતે છતો થઇ જાય છે: પછી એને તારવા માટે તોળલ સતી સંસતીઆ સ્વામીની રજા લઇને જ્યારે જેસલની જોડે ચાલી નીકળે છે, સામતભાઇ! તે ટાણે બેઉ જણના હૃદા કેવા એકાકાર બની જાય છે? શું કહે છે તોળલ સતી? કહે છે કે હે જેસલપીર!

એ જી જેસલ! તમે રે હીરો ને અમે લાલ,
જાડેજા હો!...તમે રે હીરો ને અમે લાલ,
એકી એ દોરામાં દોનું પ્રોવીયાં હો જી!

વળી,

તમે રે ચપો ને અમે કેળ,
જાડેજા હો!...તમે રે ચપો ને અમે કેળ,
એકી એ ક્યારામાં દોનું રોપીઆં હો જી!

અને,

તમે રે પાણી ને અમે પાળ,
જાડેજા હો!...તમે રે પાણી ને અમે પાળ,
એકી એ આરામાં દોનુ ઝીલતાં હો જી!

એમ,

બોલ્યાં રે તોળાંદે સતી નાર,
જાડેજા હો! બોલ્યાં રે તોળાદે સતી નાર,
સતીએ ગાયો રે હરિનો ઝૂલણો હો જી!

"વાહ વાહ! સુકાને મેંને સામત ખાનારાએ અને નૂરા પગીએ માથાં ડોલાવ્યાં.' 'પ્રભુના નામની ભજનવાણી ભારી મીઠી લાગે છે. બીજાં ગીત ગમતાં નથી."

ભજનિક પોતાના અંતરમાં મોતી પેઠે સમજતો હતો કે એને ગમતી વાત આ પની અંદર કોઈ પ્રભુ નામની નહોતી, પણ

'અમે હીરા ને તમે લાલ બેઉ એક દોરે પરોવેલા
'અમે ચંપો ને તમે કેળ બેઉ એક ક્યારે રોપેલા
'અમે પાણી ને તમે પાળ બેઉ એક આરે ઝીલતા

એ પ્રેમી યુગલની નવ ઉપમાઓ હતી, અને ઉંડામાં ઉંડી ઝંખના વ્યક્ત કરનારો ભજનનો ઢાળ હતો. જેસલ-તોરલનો દેશ કચ્છ મધ્યાં માત્રથી બોનારી રેખ છે એ બે પ્રેમભક્તોની નિગૂઢ કથાએ માનવું જાદુ પાથર્યું છે. સાસતીઆ કાઠીએ સગી આંખે રાણપુરથી લગા। જેસલની જોડે વળામણાં દીધાં એ રહસ્યમય પીંજર-નીતિના ઉપાસક સમાજને ગભરાવી નાખનારો સમર્પણનો પ્રસંગ અનેક વાર અંતરમાં ઘોળાયો જ કર્યો છે.

હું તો જેસલ-તોરલની વાતને તેમ જ વાણીને પોતાના પ્રાણ સાથે ઘોળનાર સોરઠી લોક સમૂહની ભાવના વિચારી રહ્યો છું. એની આંખોમાં રહેલું કેફ-ખુન્નસ ઓગાળવાને બદલે, આ કથા પ્રત્યે રતિનું, સમાધાન વૃત્તિનું અમૃતાંજન કેમ અંજાયું છે! આજ મા જેસલ-તોરલ રહેતા, તેમાં એક દિવસ છેક મારવાડના રણુજા ગામેથી ભક્ત રામદે પીરના સમૈયામાં પધારવાના તેડા આવે છે. પણ એ 'નાયક'-એ નોતરાં આવ્યાં ફક્ત એકલા તોરલદેને સારુ. વગરતેડે બીજાથી જવાય નહિ.

જેસલ તોળલને જુદા પડવાનું આવે છેઃ જેસલ, જંગલના મૃગલા મોરલા હણનારો, કુંવારી જાનો લૂંટનારો, સાત વીસું (એટલે ૧૪૦) મોડ-બંધા વરરાજાની હત્યા કરનારો, અરે જેટલા માથાના વાળ એટલા ગુન્હા કરી ચુકેલો જેસલ એ તોળલની થોડા મહિનાની જુદાઈને ટાણે શી આર્તવાણી ઉચ્ચારી રહ્યો હતો : સાંભળો સામનભાઈ, સુધા પછી, બીજું ભજન સંભળાવું જેસલ-તોળલનું: જેસલજી ગાય છે :

"જેઠ રોષ કેને સંભળાવું રે જાડેજો કહે છે,
"હૈયાં દુઃખ કેને સંભળાવું રે જેસલજી કહે છે,
"રુદિયો રુવે રે મારો ભીતર જાગે.

"અમે હતાં તોળલ રાણી, ઉંડે જળ બેડલાં રે,
"તમે રે તારીને લાવ્યાં તીર રે જાડેજો કહે છે,
"રુદિયો રુવે રે મારો ભીતર જાગે।—રોષ૦

અમે હતાં તોળી રાણી, ખારી વેલ્યે તુંબડાં;
"તમ આવ્યે મિસરી હોય રે જાડેજો કહે છે—રોષ૦
"કાપડ લાવો તોળી રાણી, ધોઈ ફરી લાવું;
"ધોઈ લાવું જમનાને તીર રે જાડેજો કહે છે—રોષ૦
"મેલાં કાપડ તોળી રાણી, સાબુએ સુધારું,
"નિંદા થકી ઉજળાં હોય રે જાડેજો કહે છે—રોષ૦
"તમે ચાલ્યાં તોળી રાણી, વડે મુધે વાયકે;
"તમ વિના દનડા ન જાય રે જાડેજો કહે છે—રોષ૦
"છેલ્લી વેળાની તોળી રાણી, ગાયત્રી સંભળાવો;
"સાંભળાવ્યે મુગતિ હોય રે જાડેજો કહે છે—રોષ૦

એમ એ આખું ભાંગ્યું બીજું પદ મેં ગાયું. દસ વર્ષ પૂર્વેની એક ભાંગતી રાતે સાંભળેલું તેની ખંડિત કડીઓ જ સાંભરી શકી. પછી તો જેસલ-તોળલના આગળના પાછળના ઘણા પ્રસંગો યાદ આવ્યા.

"સામતભાઈ," મેં કહ્યું, "તોળલ તો જેસલને દિલાસો દઈને જાય છે. પણ રામદેવ પીરને મંદિરે એને વધુ દિવસો લાગે છે. અહીં અંજારમાં જેસલ જીવતી સમાધ વિષે છે દટાય છે. પછી તોળલ પાછા આવીને, હાથમાં તંબુરો ને કરતાલ ધરી, પગે ઘૂઘરા બાંધી જેસલજીને સમાધમાંથી જગાડવાનું કેવું ભેદક પદ એ સમાધની સન્મુખ નાચતાં નાચતાં ગાય છે!

"જાડેજા રે! વચન સંભારી વેલા જાગજે!
"જાડેજા હો! તાલ તંબુરો સતીના હાથમાં રે જી!

આમ વેણ યાદ કરું છું, આખો પ્રસંગ મારી કલ્પનાઓમાં સર્જાઈ રહ્યો છે, ત્યાં તો જાફરાબાદની ખાડીને મુખદ્વારે, ખડક-વાળી કિનારી ઉપરથી ઊછળતા જુવાળનાં જળ એક ઊંડા ભમ્મરમાં પછડાતાં હતાં, ઉપરવાડે બગલાંની તપસ્વી-જમાત એક પંક્તિએ ધ્યાન ધરીને બેઠી હતી, દરિયાનું 'ચીચીરું' પંખી, એ ચડતી ને ઊતરતી ભરતીની ઉપર ને ઉપર જ અધ્ધર ઊડતું હતું, અને જેસલ-તોળલની શેષ સમાધ-ભોમની જાત્રાએ જવા સારુ સાગર જાણે કે એનો એકતારો ઝંકારીને બોલાવતો હતો કે—

હેડા! હાલો અંજાર મુંજા બેલીડા!
"એ હેડા હાં ..નો અંજાર મુંજા બેલીડા!"
જાત્રા કરીએ જેસલ પીરની હો જી!

—અને વિગરના મૃદંગ ઉપર મોજાંની થાપી પડી રહી હતી.

## વસ્લની રાત!

રાતના આઠ વાગે જ્યારે હું ને ઘૂઘો પગી નાસ્તો લઈને ગામમાંથી કિનારે આવ્યા ત્યારે સુકાન પર બેઠેલો સામતભાઈ એકલો રોટલો ચાવતો હતો.

"અરે અરે સામતભાઈ!" મેં કહ્યું, "હું નાસ્તો લાવું છું એમ કહીને ગયો'તો ને?"

"તમ તમારે નાસ્તો જમો ભાઈ, મારે રોટલો ઘણો છે."

"એમ હોય કાંઈ?" મેં ત્રણ જણ વચ્ચે નાસ્તો પાથરવા માંડ્યો,

"ના ભાઈ, તમે નોખા જમો–અમને એમાંથી થોડુંક આપી દો. તમે ઉંચ વર્ણ કે'વાઓ."

મેં જીદ કરીને પણ ભેળા જ નાસ્તો જમી મારું સ્વભાવગત શૂદ્રપણું સાબીત કર્યું. અથવા મારા મનને એમ મનાવી લીધું કે હું શૂદ્ર જ છું. જમાનો હવે શૂદ્રોના શાસનનો આવ્યો ખરો ને, એટલે મારા જેવા અનેક સમયવર્તીઓ પોતાને 'અમજીવી'માં, 'મજૂર'માં, ને શૂદ્રમાં ખપાવવાની કોશીશ કરશે. જમાનો જો નાગરોનો

હોય તો જેમ પ્રશ્નોરાને "ના છો' પુછતા 'પ્રશ્નોરા નાગર છીએ' એવો જવાબ મળે, ને વાણીયા પણ ધીરે ધીરે ગાઇ રીતે 'ઉચ વરણ મા ઘૂસવા પ્રયત્ન કરે, લુહાણા બીજી રીતે ન ફાવવાથી જેમ છેવટે લવ-કુશની ઓલાદ બની જઇ ક્ષત્રિયોમા ઘૂસે—એટલે ઉંચ જાતિઓના આધિપત્યના યુગમા તમામ લોકો 'ઉચ્ચવર્ગ'ની પૂછડી પકડવા યત્ન કરે, તેમ અત્યારે હવે ઉલટા વા વાય છે। એનો પુરાવો હું પોતે.

'ભાઇ," સામત બોલ્યો, "આજ પારે જનાના ઘણા જણા આવવાના છે, માટે તમે આડી ગોખવાળુ પાસે માટી લેઠા આવો જાવ આપણને ગેયને ઠીક પડશે"

મે સામતભાઇની ગોદમા બિન્નાનુ પાથર્યુ પુછ્યુ 'આપણે પાછા કયારે ઉપડશુ ?"

ચદરમા આથમ્યે આગ ઉતરીને વીત્યના પાછી ચડશે ને ભાઇ, તો મછવો હંકારશુ વીત્ય ને વાવડો બેયનો લાગ જડશે"

એમ કહી સામતે બખીઆમાથી એક પુરાતન દારૂ-નાટ કાઢીને હડીમા ભાપને કાપને ધારણ કર્યો

'સામતભાઇ, મોટી મુસાફરીઓમા માર્ગ ને દિશા કેમ સુઝે ?"

'દરિયામા કેડા તો થોડા છે, ભાઇ? પણ દિયારે કરતા ય રાતે અમારી આખુ વધુ ભાગે જ્યા ખાડો છે ત્યા ટાડો છે, એ બધુ અમે અમારી આખ્યુને મહાવરેથી પાણીની તેકરે માપી શકીએ ને નેગ દરિયામા દરય સુઝે અમને આભના 'લાખતર' ઉપ થી

"ક્યાં ક્યાં નખ્તર તમારાં ? બતાવો જોઉં ?"

ડોલતા નાવડામાંથી નોખનોખી દિશામાં આંગળી ચીંધતો ખલાસી એના રોજ રાત્રિના આકાશી સાથીઓની ઓળખાણ આપવા લાગ્યો :

"જુવો ભાઇ, આ ધરૂ (ધ્રુવ) : એની સામે આ ચોકી : આ ઉગમણ્ય ને આ આથમણ્ય : આ ધરૂ અને ઉગમણ્યની વચ્ચે કળાય એ સૂરતી લાલ : ધરૂ ને આથમણ્યની વચ્ચે ચળકે એ મકરાણી લાલ : આ મકરાણીલાલની સામો રિયો એ બખાઇલાલ ; આ ડુંગરને પડખે ટમકે હિંદવાણીલાલ. હવે આમાં બખાઇલાલની દશ્યે આવ્યો અપાર મોટો દરિયો. એ દશ્યે ન હંકારીએ."

મને લાગ્યું કે બખાઇલાલ એટલે આફ્રિકા અને હિંદ બન્ને વચ્ચેની સીધી દક્ષિણ દિશા હશે. નર્યું નકશાનું જ્ઞાન !

"હવે ભાઇ," સામને સમજાવ્યું: ગમે તેવી મેઘલી રાત હોય, મે હોય, પણ આ ચાર દસ્યમાંથી એક જ દસ્ય ઉપાડી હોય ને એક જ લાખતર દેખાતું હોય, તો અમે તમામ કેડા નક્કી કરી શકીએ."

"દિશા બિલકુલ ન કળાય તો ?"

"તો વાણ હોદારીને બેઠા રહીએ, જ્યાં હોઇએ ત્યાં. સવાઇ પીર ! સવાઇ પીર ! પીર કનારે પોગાડે તયેં ખરૂં. નીકર અમારાં મોત તો રતનાગરને ખોળે જ લખ્યાં છે ને !"

આ 'લાલ' પ્રત્યયવાળાં નામોથી શોભતાં નક્ષત્રોની પિછાન તો મને નહોતી, પણ ખલાસીઓએ પોતાના તારલ દોસ્તોને

'લાલ' જેવું લાડવડાવણુ વિશેષણુ આપવામાં નો પોતાની ગંભિરતા જ બનાવી છે. અથવા પછી ગન્મુખલાલ ' મોહનલાલ વગેરેની માફક વઢાણુવટીઓએ તારાઓને ય વાણિયા બ્રાહ્મણ જેવા ઉચ્ચ વર્ણોમા મૂક્યા હશે ! ખેર.

"હે મામનભાઇ," 'હડકી વારી આઇ'ની વાત મારા મનમાં તાજી હોવાથી મારો પ્રશ્ન ઉઠયો : "દરિયા ખેડો છો તે કદી ચણીતર બગીતર દી'ામાં આવ્યુ છે ખરૂ ?"

"તમે નહિ ભાઇ ?" સામન શુન્યમા કશુક ભાળતો હોય તેમ શરીર ગ્કોડી ગયો. એની પીળી આખો પાધરા દરિયામા તાકી રહી, એનો અવાજ ઉંડો ઉતર્યો. કોઇનો ઓછાયો પડી ગયો હોય તેવે ધાસ્તીને સ્વરે એણે સુમન સાથે લપાતે લપાતે વાત કરી —

"તે દિ' હુ માગ મામાના વા'ણમા ચડતો. મારી જુવાની હતી. એક વાગ કાલકોટની ખેપેથી અમે આવ્યા આવીએ. જાફરાબાદની ઓવી મેગ્નો દરિયો હતો. અવરાત પછીની વેળા હશે. અધારૂ હતુ. મામો કહે કે "છોકરાઓ, તમાગ ચારમાથી બે જાગો ને મે પોડાક ઝોલા લઇ લિયો. વારાફરતી જાગો." એ રીતે હુ પેલા વારામા ઉંઘી ગયો. ઘસઘસાટ ઉંઘુ છુ ત્યા મોખવાણે એકલ માગ મામાએ બૂમ પાડી : એલા છોકગવ, જાગો ઝટ જાગો, ને કાકડી કરો. વાસે આગમુટ વઠ આવે છે હમણા આપણી ઉપર આવી પડશે, ઝટ કાકડી કરો.

"સાભળીને હું તો આખો ચોળતો દોડયો. અંધારે અધારે લૂગડાની કાકડી પડેલી તે ઘાસલેટના ડબ્બામા બોળીને મે તો દીવા-

સળી કરીને કાકડી ચેતાવી. હજી ચેતાવુ ન ચેતાવુ ત્યા તો બા પા એક જબરી આગબુટ 'અમારા વાણને પડખે થઇને નીકળી આવીયા ઝક ઝક દીવા બળે છે, અને માણસ માણસ, ઓહો ગઇ નાણસ હુકટો! માણસોની વાતુચીતુ સભળાય. ધમધમાટ કરતી આગબુટ વાણની પડખે થઇને ચાલી ગઇ, અમે જોઇ રિયા, પણ ત્યા તો કેવી આગબુટ ને શી વાત! કશુ ય જડે નહિ. કાઇ દીઠામા ન આવ્યુ. એવી મોટી આગબુટ એક ઘડીમા કયાઇક ગેબ થઇ ગઇ.

'અમે પાચે જણ તો વા'ણમા સૂનમૂન થઇ રિયા. હેબતાઇ ગયા કોઇ બોલે કે ચાલે! પાચેના કલેજા ઉપર કાઇક ધરબાઇ ગયુ જાણે

'પછી મારા હૈયામા શ્વાસ આવ્યો. મે ઉઠીને સહુને કહ્યુ કે 'ભાઇ, આ બીજુ કશુ નોતુ કોઇ આગબુટ નો'તી નકી આ 'વીજળી'નુ ચળીતર હતુ. આહી જ 'વીજળી' બુડી'તી હમણા આપણને ભરખી જાત પણ સનાઇ પીરે આપણને ઉગાર્યા!' આવુ ચળીતર અમે તે દિ રાતે દેખેલુ ભાઇ! 'વીજળી'નુ જ ઇ ચળીતર પછી અમે વા ણની મોરીને માથે તે વેળાએ લોબાનનો ધૂપ કર્યો, ને રતનાગર સાગર પાસે પાઘડી ઉતારીને સલામુ કરી"

* * *

ખાડીમા કૈક વહાણો લોથારી (લગર) નાખીને પડ્યા હતા ચદ્રમાના અજવાળ ઝીલતુ આકાશ શાતિમય હતુ ઓટના પાણીને લઇને પાછો ચાલ્યો જતો દરિયો અનેક ધોળા ગાડરવુ ટોળુ હાકીને વગડે જતા ગોવાળ જેવો, પોતાની નિગૂઢ મરજી લલકારતો હતો. તે વખતે એક વહાણ ઉપર કશીક તમ્બારના બોલ સાભળીને સામ-

તના કાન ચમક્યા. એણે લોધારી ઉપાડી લઈને પોતાનો દસેક માણસે ભર્યો મછવો એ વહાણની નજીક લીધો. વહાણમાંથી અવાજ આવ્યો; "કાં સામત ?"

"કોણ રૂખડ મામો કે ?"

"હા ભાઈ ! હાલ્ય રોટલો ખાવા,"

"બીંએ ખાધું. તમે ખાવ. પણ રીયું શીની પડતી'તી મામા ?"

"સાચું કે'જે સામત." રૂખડ મામાએ ભોળી વાણી કાઢી: "મારી વડ બેટમાંથી આંહી કામેકાજે આવી હોય, ને પાછી જાવા સારૂ તારે મછવે ચડે, ને તું ઇની પાસે ગેરવાજબી માગણી કર, તો કીમ ?"

"અરે રામ રામ ! મારો પીરનો મછવો : ઇમાં એવી નાલાયકી હોય ? કુણ ઇમ બોલનારો હતો ?"

"આપણો બેટવાળો કરશો. મારી બાયડીને ઇણે આવું વેણ કહ્યું, ઇ બાપડી આંહી આવેલી તયેં પૈસા આપીને ઇને મછવે ચડવા ગઈ'તી."

"હશે ભાઈ, નાલાયકને શું કે'વું ! વાન'પડી મેલ્ય, ને હાલ્ય મામા, આવવું છે બેટ ?"

"હા, માલ હજી ભરાણો નથી એટલે આજની રાત છોકરાંને મળી જવા આવવું છે."

મછવો રૂખડ મામાને લઈને ઉપડ્યો. "હાલ્યો આવજે વેરા"

રૂખડમામાએ ખાડીમાં ચીસ નાખી. "ફરણા, હાલજે ઘેરે.જો બીજે કીયે જતો નહિ. હું ઘેરે જ જાઉ છુ. ત્યાં મળશું આપણે."

મેં કહ્યું : "રૂખડભાઇ, એ ખારવાએ તમારી વહુને આમ કહ્યું એ તો બહુ ગેરવાજબી! તમે હવે એને શુ કરશો ?"

"શુ કરીએ ભાઇ ?" રૂખડે ખામોશ સ્વભાવ પ્રગટ કર્યો : "અમારે રોજ દરિયા ખેડવા : બાયડી એકલી ઘેરે : એને પારોર મરચું જોતુ હોય તોય આંહી લેવા આવે : એમાં કોઇક નાલાયક આવું બોલે તો એને ઠપકો દઇએ, બીજું શુ કરીએ ભાઇ ? કજીઆ માંડવા ક્યાં બેસીએ ?"

કોઠો ટાઢો કરીને રૂખડ ઘસઘસાટ સૂઇ ગયો. બીજા દસ જણાએ પણ નીંદર ખેંચી. હુ અર્ધનિદ્રિત. એકલો સામત સુકાન સાચવતો, શઢને વાવડાની દિશા પ્રમાણે વારે વારે ફેરવી ફેરવી બાંધતો, સીધી તીર સરીખી નજરે સન્મુખનો કેડો માપતો જાગે છે. એણે ગાંજાની સટ બે ત્રણ વાર ચડાવી છે. ત્રણ વાર તો સહુ મુસાફરોને ચહા કરીને પાઇ છે, સહુને ઉંઘાડીને પોતે એકલો જાગે છે : ......तस्या जागर्ति सयमी। પેટના રોટલા સારૂ એણે ત્રણ રાતથી ઝોલુ નથી ખાધું. "ભાઇ, આજ ત્રીજો ઉજાગરો છે મારે."

"આંહીથી સીધા આપણે પીરે મછવો હંકારશુ, ત્યા આ સહુને ઉતારીને પછે 'પોટા' માથે હાંકી મેલશું હો ભાઇ! વીજ્ય છે તા જ પોરે પોગાડી દેશ તમને."

"ફિકર નહિ સામતભાઇ!"

ચાંચ અને શિયાળ બેટ વચ્ચે, જળની હેઠે છુપાઈ રહેલી દાંતી છે. વચ્ચે એક જ ઠેકાણે થઈને 'સવાઈ પીર'ની અણી ઉપર જવાય છે. જરાક ચૂક પડે તો મછવો કે વહાણ એ દાંતીનો ભક્ષ બને.

:

મારી કાંડાઘડિયાળના સળગતા આંકાએ અંધારામાં જ્યારે બે બજ્યાનો અમલ બતાવ્યો, ત્યારે સામત સહુને 'પીર'ને કિનારે ઉતારી નાખી, મને અને ઘૂઘાને લઈ પાછો વીકટરની ખાડી તરફ મછવો વાળી રહ્યો હતો. હવે તો વીકટર જઈને જાગવું છે, એ વિચારે હું ભરનીંદરમાં પડયો. :

## હે...અલ્લા !

સ્વપ્નું ચાલે છેઃ બખાઇ લાલ અને અરમાણી લાલ વચ્ચે હીંચકો બાંધીને જાણે કોઇક મને ફંગોળી રહેલ છે.

ઃ જાગ્યો. મછવો ડોલે છે. પાણીના હડૂડાટ થાય છે. હમણાં જાણે દરિયો ડાબી બાજુથી મછવા પર ચડી બેસશે. હમણા જાણે જમણી બાજુથી જળ ભરાઇ જશે. કુવામા ખોખ જેવી દશા એ નાનકડા મછવાની બની રહી હતી.

ધડ : ધડ : ધડ : મછવાને તળીએ જાણે કોઇક હથોડા પછાડી રહ્યુ છે.

ઘડીયાળના સ્વયંપ્રકાશિત લીલા કાંટા સાડા ત્રણના આકડા પર હતા. વિધાતાના જ લખ્યા એ જાણે આકડા હતા.

અંધારૂ ઘોર : તારાઓ સ્તમ્ભત : તરંગોના પછાડા . તળી-એથી કોઇ કુહાડાના પછડાટો : દૂર દૂર પોતાની કેફચકચૂર આંખને મીંચતો ને ધીરે-ધીરે બોલતો, ચાચના ખડક પરનો નવો કદેલિયો.

મારી આંખો સામતને શોધતી હતી. સામતભાઇ, એકલો, મુંગો મુંગો, ઘડી વાંસડો લઇને તળીઆના પત્થરો સાથે જોર કરે છે, ઘડીક શઢનાં દોરડાં ફેરવી ફેરવી મછવાને ઉગારવા મથે છે.

"સામતભાઇ, સામતભાઇ!" મેં પોકાર્યું: "આ શું થાય છે? આપણે ક્યાં છીએ?"

સામતભાઇને ખુલાસો કરવાની વેળા નથી. દરિયો હડૂડે છે. વરૂ જેવાં વિકરાળ મોજાં એક તરફથી મછવાને થપાટો દઇ, બીજી બાજુએથી અંદર ચડતા આવે છે.

ઘૂઘો પગી ઉઠ્યો: "એલા સામત, ક્યાં ભેખડાવ્યું?"

ઉગાર સારૂ મથી રહેલ સામતે દીન શબ્દે ઉત્તર વાળ્યો: "દાંતીમાં ભરાણો છે મછવો."

બીજો વાંસડો લઇ ઘૂઘો કુદ્યો. મથતાં મથતાં પૂછે છે: "કેમ કરતાં? ઝોલે ગ્યો'તો તું?"

"અરે ઝોલે શું જાઉં? પીરેથી મછવો પાછો વાળ્યો, પણ સામી વીજ્ય દાંતીની ગાળીમાંથી નીકળવા જ દેતી નથી. બે વાર તો ઠેઠ બેસલે જાતો મેં મછવાને નાખી દીધો. હેરિયાં કરી કરીને (શઢ ફેરવી ફેરવીને) આંહી પાછો લાવું છું, પણ મારીને પાછો કાઢે છે. આ વેળ કાદાને માથે ચડી ગયા છીએ."

સઇ જાવ! વિદ્વાનને આ મોતના મુખમા સઇ જવાનુ કહેનાર ખલાસી એ કાળી ગતનો કોઇ મૃત્યુંજય દેખાયો.

"ના, ના, ઘૂઘાભાઇ!" વિદ્વાને વ્યાકૂળતા છુપાવવા માંડીઃ "હુ તમને કશી મદદ કરી શકું તેમ છુ?"

"ના રે ના સા'બ! તમે શી મદદ કરો!"

એમ કહેતા એ બેઉ ખલાસીઓ પ્રકૃતિના આ કાવત્રાની સામે ઉતરી પડ્યા. નીચે પગ ચીરી નાખે તેના ધારદાર પત્થરોની દાતી હતી. મછવાને પછાડીને મોજા હમણાં જ ચડી બેસશે એવો આખરી મામલો હતો. મછવાની અંદર એક જીવતા જીવનું, અમલદારોના ઓળખીતાનુ, ઘડીકમા ગભરાઇ જાય અને ફડકે ફાટી પડે તેવી વાણીઆ જાતિના તનનુ જોખમ હતુ.

'હે.........અલ્લા! હે.........અ'લ્લા! હે.........અલ્લા!'

શ્વાસે શ્વાસે એ કરુણ રાગના અવાજ દેતા, બેઉ નાવિકો જહેમત કરતા હતા. સામે મોજા ધુરકતા હતા. નીચે દાતી દાત ભરાવતી હતી. આઘે આઘે શિયાળ અને ચાચની ધરતી કોઇ વિરાટ શબો જેવી સૂતી હતી. ભૂતના ભડકા કાઢતો કંદેલિયો ચાચને પાછલે છેડે દાઝતો હતો. કાળી ગત હતી કાળા નીર હતા. બેસનો ખડક જાણે વાટ જોતો હતો કે ક્યારે મછવાના કટકા થાય!

એ બધી કાળાશ વચ્ચે, એ સુનકાર ગત્રિના ખા...ઉં! ખા...ઉં! બોલતા લોઢની ચૂડેલો વચ્ચે, જીવનમરણનો જગ ખેલતા બે ધીર મર્દોની એ વાણી કેવી મભળાતી હશે:

'હે.........અલ્લા! હે.........અલ્લા! હે.........અલ્લા!'

એમાં તીણી ચીસો નહોતી. ખુલંદ પોકાર નહોતો. જેને સંભળાવવું છે તે જાણે કે પોતાની નજીક, પોતાની બાજુએ જ આવી ઉભો હોય, એવો હળવો, મીઠો, ને આખરી વેળાનો છતાં કાકલૂદી વગરનો, સાચા પુરુષાર્થનો એ અવાજ હતો. એ રાગણી મૃત્યુ સુધી સાંભરે તેવી હતી. એ પ્રાર્થના પવિત્ર હતી, કેમકે પુરુષાર્થના કહની એ પ્રાર્થના હતી.

કાદા ઉપરથી મછવો બરદરિયે કાઢીને પાછો સામતભાઈ બહાર નીકળવા ચાલ્યો ત્યાં ને ત્યાં : મોતના મોંમાં.

"હેં ભાઈ!" મેં અંદરની આકૂલતાને ડહાપણની વાણીમાં વીંટાળીને કહ્યું : "વીજ્ય ઉતરી જાય ત્યાં લગી લોથારી નાખીને મછવો હોદારી આંહીં જ પડ્યાં રહીએ તો શી હરકત છે? મારે કાંઈ પોરે પોગવાની ઉતાવળ નથી." (ભાવા મેં પકડી લીધી હતી!)

"અરે ના રે ભાઈ!" સામતે નાક બતાવ્યો : "એમ કાંઈ બ્હીને આંહીં પડ્યા રે'વાશે?"

એ ચોથી વાર સામતે હંતીમાંથી મછવાને પાર કરી દીધો.

× × ×

"કાં સામતભાઈ," ફરીવાર ઉશ્કમાથી ઝબકીને મે પકાર્યો એને : "વળી કેમ મછવાનું તળીયું ભટકાય છે?"

"ના ભાઈ, હવે તો પાધરો હાલ્યો જાય છે." સુકાન પર ગુચળી વળીને બેઠેલ ખલાસીએ ઝોલામાંથી જવાબ વાળ્યો.

મછવો આ વેળા 'કાદા' ઉપર નહિ, એટલે કે ખડક ઉપર નહિ, પણ 'ડાંગા' ઉપર (રેતાળ જમીન ઉપર) બટકાતો હતો.

"સામન, તું થાકો છો, મુણે સોખવાણ દે. તું સઈ જા." ઘૂઘા પગીએ સુકાન લીધું.

ખાડીનાં પાછાં વળતાં પાણી પ્રભાતે ખરુઆરિયાં બોલાવીને મને પૂછતાં હતાં : કાં મીસ્તર! બાપડા આવા ભૂખચ્યા કંગાળ દરિયામાં ય એક રાતનો અનુભવ મહાન કોઇ પરાક્રમનો પ્રસંગ લાગી ગયો? આવી કંગાલ વાત કરી કરીને ધરતીનાં લોકોની વચ્ચે વીરમાં ખપશો કે?

માથું નમાવીને મેં ઉત્તર દીધો: હે સાગર! અભિમાનનો વિષય નહિ બનાવું; પણ આ એક રાત્રિના એક પ્રહર પરથી ત્રિરાશી બાંધીને નાવિકોના ધીર જીવનસંગ્રામની વેદના સમઝાવીશ.

દસતખ્ખજ્જીઆત એ લેખકનો એક મહાન ગુણ છે. અપ્ટન સીંક્લેર પોતાની આત્મકથામાં લખે છે કે જ્યારે અમુક સ્ત્રીઓએ મને 'Oh, he is an author!' એ શબ્દોમાં કોઇ બન્ય પ્રાણી તરીકે પ્રશંસ્યો, તે બિચારીઓને ખબર નહોતી કે "લેખક એટલે તો મહાની કબ્જીઆતથી પીડાતુ પ્રાણી! સીંક્લેર જો અત્યારે આ મછવામાં હોત તો પોતાના એ દુર્ભાગ્યને કેવું સૌભાગ્ય સમજત! એ ગુણની સાચી મહત્તા તે પ્રભાતે મપાઇ ગઇ. દસ વર્ષની લેખનસાધના પછી પણ એ પરમ સિદ્ધિથી વંચિત રહી ગએલા આ અધૂરા ગ્રંથકારે મછવાની અંદર સર્વત્ર નિરીક્ષણ કરી કારવીને લાચાર મ્હોએ પૂછ્યું "ઘૂઘાભાઇ, ઝાડે ફરવાનું શું સાધન છે આંહીં?"

ધૂંધો પગી મુંઝાયો. ડમો થયો. "જાવો સા'બ !" એમ કહેતો મછવાની પછવાડે ઉતર્યો. સુકાનનો ડાંડો બે હાથે ઝાલ્યો, સુકાનનો પાણીમાં રહેતો જે પખાનો ભાગ, તેની ઉપર વાંદરાંની પેઠે પગનાં આંગળાં ભરાવીને 'હસ્ત–આસન' વાળ્યું : પછી બોલ્યો "અમે તો ભાઇ, આ રીતે કળશીએ બેસીએ. બીજો ઉપાય ન મળે."

ઠીક છે. વાદરાં પણ આપણા વડવા જ હતા ને ? જળસમાધિ ન લેવાઇ જાય તો તો અડચણ નથી. એમ વિચારીને હું પણ મછવાની પાછળ ઉતરવા લાગ્યો.

"ભાઇ, બેસી શકશો ?"

"કંઇ નહિ. તરતાં આવડે છે." કહેતો બે પગે ને બે હાથે સુકાનના ડાંડાને મર્કટ–શૈલીએ ચોંટી પડી, ચાલતે મછવે હાજત પતાવી.

મનમાં થયું: પૂર્વજોનો આટલો ય સસ્કાર હજી આપણામાં પડ્યો છે ને શુ?

પોર્ટ વીકટરના વિશાળ ખાળામાથી ખળખળીને દરિયા–જળ પાછાં વળતાં હતાં. કુંજડાં પખીની પંક્તિઓ ને પંક્તિઓ, નીલ આકાશમાંથી વિખરાયલ કોઇ કાબરચીતરાં મોતીની મોતાવળ જેવી, મેગમણ ઉપર ઉડી આવતી હતી. કાઠી-આણીના કંઠ શા એના લબાયમાન આનંદ–સૂરે મને એક કાઠી લગ્નગીતની, ૭ વર્ષો પર સાભળેલી પંક્તિઓ સભારી દેતા હતાઃ

"લાંબી ડોકે કુંજડ રાણી!
"અને તારાં મધદરિયે મનડાં મોહ્યાં રે
કુંજડ રાણી!

"કાળી પાંખે કોયલ રાણી!
"અને તારાં આંબલિયે મનડાં મોહ્યાં રે
કોયલ રાણી!

"રાતે ચૂડે સોમબાઈ રાણી!
"અને તારા જેતપર ગામ મનડાં મોહ્યા રે
હો વહુ રાણી!"

ॐ

## 'પીપા સીતા રેન અપાર!'

મોટે દરિયેથી ખાડીમાં ચાલ્યાં આવતાં થોડાંએક વહાણુ આમ તમ્મરિયાંનાં ઝુંડની અંદર ક્યાં વળી ગયાં?

"બાઇ, ખાડીનો એ નાનકડો ફાંટો ઠેઠ બેરાઇ બંદરે, જૂના રાજૂલા બંદરે અને પીપાવાવ બંદરે આ વહાણોને લઇ જાય છે. જુવો, નજર કરો, એ કળાય બેરાઇના મીઠાના અગર. જુનાગઢ તાબાનું જૂનવાણી, મીઠાનું મથક છે બેરાઇ. ત્યાંથી વાણુ મીઠું ઉપાડશે."

બેરાઇઃ કાનને અને કંઠને જૂની પિછાનવાળો શબ્દ બેરાઇઃ

'ડગલાં દિ ને રાત
(મારે) ભરવાં પડે બેરાઇનાં!'

એ દુહાનાં પાછલાં બે ચરણ જીભ પર રમવા લાગ્યાં. આગલાં બેની યાદ સરી ગઇ હતી, તે પણ ધીરે ધીરે પાછી આવીઃ

મેલ્યું વાંગર મેલ્યું માઢિયું
મેલી મ'વાની બજાર;
(હવે) ડગલાં દી' ને રાત
(મારે) ભરવાં પડે બેરાઇનાં!

એ તો 'રાણા-કુંવર'ની ગીતકથા માયનો દુહો : રબારી જુવાન રાણાનો જ એ ઉદ્‌ગાર. ભગ્ન હૃદયનો એ પ્રેમી વાંગર અને માહીયા ગામની પોતાની જન્મભોમને તજી ગીરના ધ્રુવામના ધડા નામે ડુંગરા ઉપર રહેતો, ને છેક ત્યાંથી હટાણું કરવા એને બેરાઇના આંટા થતા. પગને પરણી ગએલ કુંવરને કદાચ બેરાઇની બજારે છેટે રહીને પણ નજરે જોઇ શકાય એ આશાએ!–એ કથાના સ્વાનો વારવાર મારા માર્ગમાં ભટક્યા કરે છે. જાણે કોઇ પૂર્વ જન્મની કંદરાઓમાં પડી ગએલો સાદ એ દુહાઓમાંથી ભણકાર ગુંજાવે છે: 'ડગલા દી' ને રાત, (મારે) ભરવા પડે બેરાઇના!' હતાશા, થાક, અને ચિરવિરહની શાંતિ બોલે છે એ એક પંક્તિમાં.

અને 'પીપાવાવ' શબ્દનો અવાજ પણ કયાં ઓછો પરિચિત છે? પ્રેમીજનોની દુનિયામાં ભટકતા પ્રેતને ભક્તોની સૃષ્ટિનું કમાડ ખુલ્લું થાય છે. કબીરજીના એ સમકાલિન સંત પીપાજીએ આજથી ચાર સૈકા પૂર્વેની એક સધ્યાએ દ્વારિકા તરફથી આવીને આ કિનારાની બાવળ-ઝાડીમાં પોતાનું વહાણ નાગર્યું હશે, અને એની ક્ષુધા ઓલવવા સારૂ એક કાનકુવારી ગાવડીએ આચળમાંથી દૂધના મેઘ વરસાવ્યા હશે. આખો સોરઠ-તીર દીઠા પછી એ દુખિત ગજનનું અંતર આંહી જ ઠર્યું હશે.

મેં એને રાજ્ન કહ્યા. હા, પીપાજી હતા ઉત્તર હિંદ તરફના કોઇ ગઢગાગરૌન નામે રજવાડાના દેશપતિ. "પીપા પુજે કોટકેશળી" એ ગીતપંક્તિ હજુ યે બોલાય છે. કચ્છના કેરાકોટ વાળી કોઇ દેવીના એ હઠે ઉપાસક હતા. પણ એક દિવસ,

સવા કળશીનો ખીચડો
ને સવા માણાની સેવ,
પીપે મારી પાટુએ,
તને દુ:ખ લાગ્યું હોઈ દેવ્ય!

એ પ્રચલિત લોકવાણી મુજબ દેવીને મોટુ નૈવેદ્ય જીવાવવાના અવસર ઉપર પીપાજીને ભાન થયું કે આ દેવીથી ય ચડિયાતો દેવાધિદેવ ઈશ્વર જગત પર બેઠો છે! થાનકમાં માંડયા હતા તે તમામ દેવી-દેવળા (પૂતળાં) ઉપાડીને પીપાએ ભારી બાંધી આઠે ગણીઓને લઈ દ્વારિકા આવ્યા. ત્યાંથી કહે કે મારે તો જગતનો જોગ ધરવો છે બાઈઓ કહે કે સાથે આવીએ. પ્રત્યેકની પાસે પીપાએ અહોર થોડું વસ્ત્ર તુલસીની માળા અને ગોપીચંદનનો ડબો ધરી દીધાં. જોગ આવવું હોય તો શણગાર ઉતારીને આ ભેખના પરિધાન પહેરી લ્યો. નહિ તો સુખેથી પાછાં જઈ રાજસાયબી માણો. કોઈને માથે માંડ ધણી તરીનું બળજોર નથી સાંભળીને સાત તો પાછી ફરી ગઈ ફક્ત આઠમાં અણુ માનેતા સીતાદેવી પીપાને સંગે ચાલી નીસર્યાં.

પીપા સીતા રેન અપારા,
ખરી ભક્તિ ખાંડાકી ધારા!

એમ સંસારની અઘોર કાળ-રાત્રિને ખરે પહોરે પીપા-સીતાની બેનડી ખડગ-ધાર જેવા ભક્તિપંથ પર પગના માંડની ચાલી નીકળી.

એોરદી રત્નાકરને તીરે, તીરે તીરે અનંતની ઝાલરી સાંભળતાં, સાંભળતાં સાંભળતાં મસ્તક ઉપર પેના દેવનાની ગાસડી ઉપાડી

હવે ગેડીનાર પથકના કોઇ ઉમેજ નામે ગામમા એક સધ્યાએ પોરો ખાવા થોભ્યા. ગોર્ઈ મેન ભગત નામના ભાવિકને ઘેર પરોણલા બન્યા. રાત્રિયે અતિથિઓ રોટલા ખાવા બેઠા તે વેળા ઘરમા યજમાનની ઘરવાળી દીઠામા ન આવી. મહેમાનોએ હઠ લીધી કે જમીએ તો ચારે જણા ભેળા બેસીને. ઘરનો ધણી ઝખવાણો પડી ગયો ક્યા છે ઘરના મૈયા! 'સાજરે તો દીઠા હતા, ને અત્યારે કયા ગયા? ઘરધણી એ પ્રશ્નનો ઉત્તર ન દઇ શક્યો. હૈયુ ભગાઇ આવ્યુ. કઇક ભેદ છે સમજીને સીતા મૈયાએ ઘરમા આટો મારી શોધ કરી. ઘરધણીઆણીને કોઠીમા બેઠી ગએલી ભાળી અગે એક પણ લુગડા વિના, નખશિખ નગ્ન! બેઠી બેઠી થરથરી રહી છે.

"ભાઇ! આનુ શુ કારણ?"

"અતિથિદેવ!" ઘરધણી આસુની ધારાઓ લૂછતો લૂછતો બોલ્યો "આજ ઘરમા કશુ ય અનાજ નહોતુ એક પણ ઘરવખરી બાકી નહોતી રહી. મારા ઉપરની આબરૂની રખેવાળ આ બાયડીએ પોતાના અગ ઉપરનો સાડલો ઉતારી આપ્યો તે વેપારીને હાટડે મૂકીને હું લોટદાળ લાવ્યો, બાઇએ નગ્ન દશામા ઓરડો ભીડીને રાધણુ કર્યું. તમને ખાવા બોલાવ્યા એટલે એ પોતાની લાજ સાચવવા કોઠીમા ઉતરી આ અમારી કથની છે."

પોતાની પછેડી વડે બાઇનુ અગ ઢાંકીને પછી પીપા—સીતાએ શુભ ભમનત કરી. "શુ કરશુ દેવી?"

"મહારાજ, કાલે રાત્રિયે આહી નાચનો જલસો કરીએ. લોકો જોઇ જોઇને દ્રવ્ય દેશે."

'શી રીતનો જલસો?"

"હું ગજની દીકરી છુ પિયરમા નૃત્ય ગીત શીખી છુ આપ ઢોનક બજાવજો હુ નાચીશ ભજન કરવા બેસશુ તો ભજનિકને ભિક્ષા આપે એવુ આ ગામ નથી લાગતુ પણ નાયકાને માથે ન્યોછાવર થયા વિના નહિ રહે"

સીતાના રૂપલાવણ્યની સામે પીપાજી તાકી રહ્યા 'અહહ! આને મે દુહાગણ કરીને ત્યજી હતી! આના દેહમાથી આટલી બધી માધુરી નીતરી રહી છે, એ મને ખબર જ ન રહી! આ રૂપ ને આ કઠ શુ ભોગને સાર નહોતા સર્જાયા? મારી સીતા શુ આજ રાતે આ ગરીબ યજમાન-પત્નીનો દેહ ઢાકવા માટે નર્તકી બનશે!'

'હિદુસ્થાની નાચનારી આવી છે! રૂપરૂપનો ભડાર બાઇ રામજણી આવી છ ભાઇ!' સાજ સુધીમા તો આ સમાચારે ગામને થનગનાવી મેલ્યુ. ને રાતે એ લોકમેદનીને પોતાના પગના ઠમકા, હાથના લ્હેકા તેમજ હીંડોળા લઇ ન્હેલ રૂપ અને સગીતનુ વશીકરણ છાટીને સીતા માઇએ છોળેછોળ કમાણી યજમાન-પત્નીને ગ્મી દીધી

પાખંડ નહિ પણ મહત્તાઇ એટલે તો પૂર્ણ ત્યાગમાં રંગાએલ જીવનની સાથોસાથ અહોરાત ધૂળ છાણમાં આળોટતી કાયાનું ધેનુઓની રક્ષા કાજે શુદ્ધ આત્મસમર્પણ, પરસેવે ન્હવરાવતી ખેતરાઉ મજૂરી, ગરીબો શરણાગતોની ટહેલ–એ સુંદર (બેશક રૂઢીગત) પરંપરાનો કંઇક અવશેષ જો સોરઠમાં ક્યાંયે હજુ ટકયો હોય તો તે પીપાવાવની જગ્યામાં ભળાય છે. ત્યાંના વાતાવરણમાં હજુ પીપા–વાણીના પડછંદા ઉઠે છે કે—

પીપા! પાપ ન કીજીએ,
(તો) પુન્ય કિયા સો વાર!

* * *

"ભાઇ," નવસારી વાળા વહાણમાં અમે ઉભા હતા ત્યારે એક સાથીએ સાદ કર્યો : "આવો તો, કંઇક બતાવું." એમ કહીને એણે એક ખારવાનું બદન ઉંચું કરી એના પેટનો ભાગ ખુલ્લો મૂકયો. "આ જોયા ડાઘ?"

ખલાસીના પેટ ઉપર પચીસેક ડામનાં ચિહ્નો હતા.

"આ લોકોને પેટમાં દુઃખાવો ઉપડે," સાથીએ સમજ પાડીઃ "ત્યારે એનું ઓસડ આ રીતે કરે. વર્તુ લોઢું ધગાવીને ડામ ચાંપી દે. દરેકને માટે એ એક જ ઓસડ."

ત્યાં તો વહાણના પાંચ છ નાવિકો પોતાની મેળે જ પેટ ખુલ્લાં કરીને ઉભા રહ્યા. દરેકને દસ–પંદર ચગદાં ડામનાં હતાં.

"હવે તમે જુવો." સાથીએ દેખાડયુંઃ "આ લોકો આ કિનારેથી આપણા રાજુલાના પથરા ઉઠાવી ઉઠાવીને વહાણમાં ભરશે."

એકેક શિલા દસ દસ મણની હશે તો પણ ખભે ઉપાડીને આ સાંકડા પાટીઆ ઉપર થઈને દોડાદોડ વહેશે. સામે બંદરે જઈને પાછા એ જ પ્રમાણે એ માલ કિનારે ઉતારી દેશે. ત્યારે એને આ વહાણનો માલિક જે આપશે તે પેટપૂરતું ય નહિ હોય. વહાણવાળો વેપારી પોતાની પેઢીની ગાદી ઉપર પડ્યો પડ્યો શાંતિથી આ લોકોનું શોષેલું પચાવી જશે.”

મે કહ્યું: “દરેક ઠેકાણે અત્યારે તો મોટું માછલું પોતાનાથી નાના માછલાને ખાઈ ખાઈને જ જીવે છે, એવો આપણો દેશકાળ છે.”

❦

•

## નાવિકોનાં લોકગીતો

**આ**થમતા કાળની ઘુખરી પ્રભામાં અમે એમને દીઠી : જેમનાં ચારિત્ર્યની ગિલ્લા નિંદા ઉગમે પગલે સાંભળી હતી તેમને : કતપર ગામની એ ખારવણ બાઇઓને.

ઉંચાં અને ઉજળાં મનાતાં વર્ણોને મુખે સાંભળ્યું હતું : બગડેલ ગામ ! ભ્રષ્ટ શિયળ ! વેસ્યાવાડો ! એ લોકોને બ્રહ્મચર્ય ન મળે !

ધારણા રાખી હતી કે હશે ! ફુલફગરના ઘેરદાર ઘાઘરા, આછકલી ઓઢણીઓ, પાતર શી ઓળેલી લલાટ-પાટીઓ, વશીકરણનાં નખરાં, છાકટાઇ, મોજીલા જીવન, મદોન્માદી મુખબોલ-એવું એવું બધુ હશે. નવરાશ હશે, તેલ અરીસા હશે, ભોગની સાહેબી બધી યે હશે. છકેલીઓ નિર્દોષ શહેરને વણસાડી રહી હશે.

પણ અમે સાચેસાચ શું દીઠું ? ગામ ખાલી દીઠું. છુટા છવાયા હતા તેઓને પૂછ્યુ : કયાં ગયાં લોકો ?

'મરદો દરિયાની ખેપે, ને બાઇઓ મ'વે મજુરી કરવા.' (મહુવા કતપરથી બે ગાઉ થાય.)

'ક્યારે પાછી આવે છે બાઇઓ ?'

'હિ' આયમ્યે.'

'રોજ સવારે ચાર મેલ જાય, ને રોજ રાતે ચાર મેલ ચાલતાં આવે ?'

'હાસ્તો. નીકર ખાય શું ? પથરા ?'

સંધ્યાની ભૂખરી પ્રભામાં અમે એ હીણાયલીઓનાં ટોળેટોળાં વળી આવતાં દીઠાં. ખેડુતોની વહુદીકરીઓ પહેરે છે તેવાં ધીંગાં ધીંગાં, ગૂઢા રંગનાં થેપાડાં ને ઓઢણાં. ક્યાંય રંગોની ભભક નહોતી.

નમણી, નિસ્તેજ, થાકેલી, રજે ભરેલી, વાજે...વાજ વહી આવે છે. એને નખરાં, હાવભાવ અને કામણાણું છોડવાની વેળા ક્યાં છે ? શક્તિ ક્યાં છે ? વેપારીઓનાં કારખાનાંઓમાં પોતાનાં બળજોર નીચોવીને તો એ બાપડી ચાલી આવે છે. ભૂખી હશે. ઘેરે જઇ રાંધશે ત્યારે ખાવા પામશે. પરોઢના ચાર બજતાં તો પાછી ફફડીને જાગશે.

દિશાશૂન્ય દશાની, ગ્રામ્ય આપદાઓની, રોટલાના ઉચાટની, ધણી-ઓના ચિરવિજોગની કપાળ-કથાઓ.

આખે માર્ગે એ ધણીવણુ માનવ-ગાવડીઓ ધૂળના ડમ્મર ચડાવતી ચાલી આવતી હતી

વેપારીઓની ઊન ફોલતા વ્રદે વ્રદ દીઠા એના. આઠ વરસની કુમારિકાઓથી લઇ સાઠ વરસની ડોસીઓ માથાના પીંખાયલાં ઝીંથરકામા ઊનની ફોરી અટવાયલી : કામ કરતા કરતા ભૂખ્યુ પીંજર લૂખા રોટલાના બટકા ચાવે. ઝોળીમા સુવાડેલ છોકરા ઉપર ઓઢાડ્યા હોય છે ઊનના લચકા!

આ બગડેલીઓ, ને આપણે ઘેર સતીત્વના ઇજારા?

અમે દીઠા એના ઘેરા ને ઘેરા, બદર પર કામ કરતા વહાણો-માથી માગનેરી નળીઆ, મલબારી લાકડા ને ગુણીઓના કોથળા વહે છે. આણુ ગાય ને થાક વિસરે છે. ગાળો ખાય ને હસી નાખે છે. ગૂઢા વસ્ત્રો, ગભીર ચહેરા, પગની પીંડીઓ ઉપર વહાણ-આકારના છુદણા. એકાએક સભજે કે વહાણે ચડેલ ધણી, દીકરો અથવા ભાઇ અમુક દરિયે ડૂબી મુવા "પછી બાઇ, તમને વહાણના માલેકો કઇ જીવાઇ બીવાઇ આપે ખરા?" "અરેરે ભાઇ, છોકરાના હાથમા એક પાયલી ય નહિ. ને પછી અમે એને આગળે જઇને અમારૂ કાળુ મોઢુ શુ બતાવીએ?"

આ ભ્રષ્ટાઓ! ને આપણે ગાદીખુરસીના બેસનથ ચારમણીઆ ચરબીવતા પવિત્ર?

હૃદયની પૂતળીઓ ન્હોય આવી. વિશ્રામનાં મંદિરો ત્યાં ઉભાં હશે, ધનવંતોએ બંધાવેલાં. એ દ્રવ્યમંદિરોની દેવદાસીઓ કોણે બનાવી આ ખારવણોને? કોણે એના કસોવરો વેચાતા લીધા? કોણ ફસાવનાર? ને કોણ ફસાએલ? જવાબ પૂછવાથી જડશે નહિ. પોતાની કાળપ ઢાંકવા પરાયાને કાળું કહેનાર આપણે ઉજળીઆતો!

પેટના ખાડા પૂરવા સારૂ પોતાના ખોળીઆ વેચનારાને આપણાં નીતિ-અનીતિના ત્રાજવા નહિ તોળી શકે.

એના જીવતરમાં તો ચીરા પડ્યા છે. જીવનની શૂન્યતાને પૂરવા કદાચ એ પરાયા કવેવરો સેવતી હશે. પણ એ એનું સાચું જીવન નથી. એના જીવન-પડછાયા તો સાચા ને સુરેખ અંકાયા છે એના લોકગીતોમાં. જેવું છે તેવું, વણઢુંપાવ્યું છુંગર એણે ગીતોમાં વહાવ્યું છે.

> "જોબનિયાં મારાં મલબારી પથમાં હાલ્યાં,
> જોબનિયાં કાલ્ય આવતાં રે'શે!
>
> જોબનિયાં તમે દારૂ પીને ગાંડાં થિયાં,
> જોબનિયાં કાલ્ય આવતાં રે'શે!

ઊનને કારખાને ઊન ફોલતી બાઇઓને વિનવી કે તમારા નાવિક-જીવનનો પડઘો ઝીલતાં કોઇ લાક્ષણિક ગીતો ગાશો?

"અરે ગાશે, જરૂર ગાશે ભાઇ!" ગામનેતાએ કહ્યું. "એલી એય બાયું, આંહીં ભેળી થઇને ભાઇને ગીત સંભળાવો. ચાલો ઝટ કરો."

મેં કહ્યું : "ના, દબાણ કરીને નથી ગવરાવવું. એને કશો સંકોચ ન હોય ને જો લ્હેરથી ગાય તો જ સાંભળીએ."

"એને સંકોચ હોય જ નહિ. એને તો ઉલટી મોજ આવે. હાં, ચાલો બાઇઓ, ગાવા માંડો."

—ને પછી નાની મોટી પદર વીસે ઉપાડયું એ વહાણવટીને વિદાય દેતી વેળાનું ગીત.

૧.

જોબનિયાં મારાં મલબારી પંથમાં ચાલ્યાં
જોબનિયાં કાલ્ય આવતાં રે'શે !
જોબનિયાં તમે દારૂ પીને ગાંડાં થૈયાં—જોબનિયાં૦
જોબનિયાં તમે લીલે ગલાસે લાણું કરીયું—જોબનિયાં૦
જોબનિયાં તમે ગુલાબી દારૂ લાવો—જોબનિયાં૦

"બાઇઓ, તમારાં ગીતમાં દારૂ કેમ આટલો ઉગ્ર પદે દેખાય છે ?"

"જુવો બાપ, અમારા જણ જ્યારે વાણે ચડવાના હોય, ત્યારે ઘરના વિજોગની પીડા વિસરાવવા સારૂ અમે એને ખૂબ દારૂ પાઇએ. પછી એને અમે બધાં બદરે મૂકવા જાયે, તયે પણ રસ્તામાં ગાતાં ગાતાં અને સીસામાંથી પાતાં પાતાં એના દિલને હુલ્લાસમા રાખીએ, પછી કેફમાં ને કેફમાં ઇ ઝટ ઝટ વાણને હંકારી મેલે, લ્હેરમાં ને લ્હેરમાં ખાડી વટાવી જાય, અને મોટે દરિયે પોગે એટલે પછી ઘર એને બહુ ન સાંભરે. આ સારૂ અમે એને દારૂડે ગાંડા

કરીએ ભાઇ? શુ કરીએ? તમારી કને દારૂના ગાણા ગાતાં લાજીએ છીએ અમે."

"લાજવાની જરૂર નથી મારે તો એ જ સાંભળવું છે. માટે ગાઓ છુટથી." (મનમા થયુ કે સાચા જીવનની ઉપર ફુલ-ચાદર ઓઢાડનારા ગીતો તો અમે ઘણા ય રચીએ છીએ!)

જોબનિયાં મારાં નાકુંની નથડી મેલી,
જોબનિયાં કાચ્ય આવતાં રે'શે.
જોબનિયુ મારૂ વેકરિયાની ખાડીમા હાલ્યુ—જોબનિયાં૦
જોબનિયાં મારાં, પીછેલી સટા છોડ્યા—જોબનિયાં૦

[એટલે કે શકના દોર પાછળથી છોડ્યા ને શક ખુલ્લા મૂક્યા.]

જોબનિયાને મુંબીના પંથ લાગ્યા દોયલા—જોબનિયાં૦
જોબનિયાં મારાં મુંબીની ગોદીયુંમાં મા'લે—જોબનિયાં૦
જોબનિયુ મારૂ જરથેલુ પીઠે હાલ્યુ—જોબનિયાં૦
જોબનિયુ મારૂ નાનેથી ગાંડું થેયુ—જોબનિયાં૦
જોબનિયાં મારાં, જેવો તેવો દેશી દારૂ સારો—જોબનિયાં૦
જોબનિયાં મારાં ઘાસલેટનો દારૂ નથી સારો—જોબનિયાં૦
જોબનિયા મારાં ઘામલેટે ખોરાં પડી જાયે—જોબનિયાં૦
જોબનિયાને પેટુંમાં અગની ઉઠે—જોબનિયાં૦
જોબનિયાં મારાં વાનેલાં ગોરસ પીશે
જોબનિયાં કાચ્ય આવતાં રે'શે.

'આ તમે ઘામલેટના દારૂનું શુ કર્યું? કંઇ સમજ ન પડી."

"આપણે રાજે દારૂની તો બંધી કરી છે ને, એટલે હવે અમારા જણ 'ભડકીયું' કરીને પીવે છે, 'ભડકીયું' એટલે શું ? કે અસ્પીરીટ (સ્પીરીટ) આવે છે ને, એને પાણીના ઠામમાં રેડીને પછે માથે એક દીવાસળી સળગાવે, એટલે આકરો નશો બળી જાય, પછી સહુ ઇ પાણી પીવે. ઉપર ગોરસ પીને પેટની આગ ઓલવે."

'ગુલાબી દારૂડાના લીલા ગલાસો ભરી ભરી લાણીઓ' કરનાર નાવિકોની જીવન-સમસ્યા તો આમ છે ત્યારે! વેદના ભુલવાનું પીણું! પેટમાં સ્પીરીટના ભડકા ઠલવવાનું રહસ્ય તો આવું નીકળી પડયું. જીવતરમાં કોઇ બીજો સંસ્કાર નથી, રસ નથી, ભણતર નથી; ને સામે ઉભેલ છે સદા મોત. ભુંડા હાલનું મોત. એનો સામનો કરવા સારૂ આ દયામણી શરાબી! એને સારૂ બાપડીએ બાપડીએ—

જોબનિયાં મારાં! નાકુની નથડી મેલી
જોબનિયાં કાલ્ય આવતાં રેશે.

પોતાના ધણીને સુરા પાવા માટે અંગ પરના આછાં આભરણ વટાવ્યાં. ગાઇ ગાઇને મનડું મનાવે કે 'જોબનિયાં મારાં કાલ્ય આવતાં રેશે!'

સુધારકો! તમારી સામે આ સમસ્યા ઉકેલ માગે છે.

મકાન બંધાતું હતું. એક જુવાનડી, બે આધેડ ને પાંચ ડુક્ષીઓ ચુનો ખાંડતી ખાંડતી ગાવા લાગી. પૂછે છે કે હરિના કીર્તનો ગાઇએ ? કહ્યું કે ના, એ તો ઘણા ગવાય છે અમારાં મંદિરોમાં. એની તો હવે હદ થઇ છે. ત્યારે પછી આવાં ગીતો ઉપાડ્યાં :

આબેથી કેરીયુ મગાવિયુ
રે કાઢયો રંગાડામા રસ રે,

• • •

ભત્રીજે જાણ્યુ કે કાકો તેડશે !
રે દોડી મરડી નાખી ડાક રે !

• • •

લખી કાગળ વજેસંગ મોકલે
રે દાદુલા દરિયો પૂજવા હાલ્ય રે !

• • •

એ બધા, રજવાડી હત્યાઓના, ઝેર-પ્રયોગોના ગરાગને સ્વાર્થે સગા ભાઇભત્રીજાઓને છેક પારણામા હણ્યાના ગીતો પણ બાઇઓ, મે ઘણા સઘર્યા છે મારે તો સાભળવા છે તમારા વહાણવટી-જીવનના વેદના–ગીતો

ઓહોહો ભાઇ" ડોશીમાએ કહ્યુ 'એવા તો મારા ડોઠામા છલોછલ ભર્યા છે હાવો, અમે ભીંતિ ટીપણી ટીપતા ટીપતા બેસીને ગાશુ એ ગીતો આમ સુનો ખાડવામા નહિ ફાવે '

મારા તરફ પીઠ વાળી, ટક, ટક, ટક, દિવાલની સીમેન્ટ ટીપતી ટીપતી, રૂદનને સૂરે, ક્શા તાન વગર એ આઠ જણીઓ ગાવ લાગી પોતાના વાનાનુ વાણુ ડૂબતુ હોય તે સમયનુ ગીત —

૨

લે'ર તો લાગી ને ઊંડી બુડવાને લાગી,
ઘેવા સમદરિયામા,
આખરની રે મુને લેર લાગી

મધ રે દરિયામાં વાલા, વાણલાં હોદાયાં,[૧]
[૨]મડદ નાખીને પાણી લ્યોને માપી !
ઘેલા સમદરિયામાં !—આખરની રે૦

મધ રે દરિયામાં વાલા, મામલા મચાયા,
ઘાયલ ટંડેલિયાની માયા લાગી !
ઘેલા સમદરિયામાં—આખરની રે૦

વાલા !

તુજને કારણિયે મેં તો વાવડી ગળાવી;
પાણીડાંની મસે એકવાર આવી જાની ! .
ઘેલા સમદરિયામાં—આખરની રે૦

વાલા !

ઘરની અસતરી સાથે નેહ રે થોડેરો,
ત્રણ રે રૂપિયા સાટુ જીવડો ખોવો !
ઘેલા સમદરિયામાં—આખરની રે૦

વાલા !

તુજને કારણીયે મે તો માંડવા રચાવ્યા,
ચોરી બાંધી રે ફેરા ફરતો જાની !
ઘેલા સમદરિયામાં-આખરની રે૦

---

૧ હોદાયાં : હંકાર્યા ; હંકારવું, ને હોદારવું ૨ મડદ : સીસાનું ચકુ આકારનું વજન, રસીને છેડે બાંધેલું, જે દરિયામાં ફેંકતા ફેંકતા ખારવા માપતા જાય છે કે પાણીની ઊંડાઈ કેટલા વામ છે

વાલા !

હથેળીમાં છીવડો લઈને જા મા !

ઘેલા સમદરિયામા--આખરની રે૦

બસ ! ડોશીમા, આ જ જાતનાં ગીત હું માગુ છુ'

'તો ઠીક ભાઇ ગાસુ'

કશી બનાવટી વીરતા વગરની સાચી ઉર્મિઓ ઉઠી છે આ ગીતમા હથેળીમા જીવ લઇને જા મા ત્રણ રૂપીઆની કમાણી સાર જીવડો ખોઇ નાખવા તું જા મા ! ને જો જવુ જ હોય તો મારી જોડે પરણીને પછી જા અરેરે તને ઘરની સ્ત્રી સાથેનો સ્નેહ ઓછો થઇ ગયો છે અને એ વ્હાણના પીત ઘાયલ ટડેનની માયા લાગી ત્યા તો એ વહાણુ હમારી ગયો ને ઘેલા સમદ્રની આખરી લહેરોએ મામના મચાવીને એની બેડલી (નૌકા) ડુબાવી નાખી

ડોશીઓએ બીજુ ગીત ઉપાડ્યુ

૩

પાચ વાણુનો કાફલો એલા ! પાચ વાણુનો કાફલો,
તેમાંલો એકલો હકરાણો જવાનડા !

એકલો હકરાઇશ મા એલા, એકલો હકરાઇશ મા,
કાચા હૈયાના ધણી ! એકલો હકરાઇશ મા !

વાવડાનુ જોર છે એલા ! વાવડાનુ જોર છે,
હેમન રાખીને શઢા છોડજે જવાનડા !

શટે વાવડ મેલજે એલા, શટે વાવડ મેલજે,
બારે આવીને નગારૂં કરજે જવાનડા!

ધામસનું જોર છે એલા, ધામસનું જોર છે,
હેમત રાખીને ધામસ કાઢજે જવાનડા!

નથી તારે માવડી એલા, નથી તારે બેનડી,
પડીશ તો ચાકરી કોણ કરશે જવાનડા!

મંબી તું જાજે એલા, મંબી તું જાજે,
એદી આઘે બંદર તું જાશ મા જવાનડા!

મલબારે જાશ મા એલા, મલબારે જાશ મા!
મલબારી પંથ તો લાગે દોયલા, જવાનડા!

લીલૂડી પીઠના એલા, લીલૂડી પીઠના,
લીલા લવીંગડા તું લાવજે જવાનડા!

રૂપાળી ગોત્ય મા એલા, રૂપાળી ગોત્ય મા,
રૂપાળી બાવડાં બંધાવશે જવાનડા!

છેટાંની ગોત્ય મા એલા, છેટાંની ગોત્ય મા!
છેટાંની છેતરી જાશે જવાનડા!

પડખાની ગોત્ય મા એલા, પડખાની ગોત્ય મા,
પડખાની પતળી જાશે જવાનડા!

કુંવારી ગોત્ય મા એલા, કુંવારી ગોત્ય મા,
કુંવારી છે નાણાંની લાલચુડી જવાનડા!

ફળીઆમાં ફર્ય મા એલા, ફળીઆમાં ફર્ય મા,
હાલતો ચાલતો નજરે ચડય મા, જ્વાનડા!

વાડ્યે તુ હાલ્ય મા એલા, વાડ્યે તુ હાલ્ય મા,
વાડયે હાલીને વાકાં બોલ્ય મા, જ્વાનડા!

અર્થ

પાચ વહાણોનો કાફલો છે, તેમાંથી હે મારા પ્રીતમ, તું તારૂ વહાણ એકલુ તારવીને ન હકારજે.

હે મ્યાી છાતીવાળા જુવાન! તુ એમ્મો કા પડી જા?

પવન જોરથી ફુકે છે. માટે તુ હીંમત રાખીને સરખા પ્રમાણમા શઢ છોડજે, હે જુવાન!

તુ શઢમા પવન ભરાવા દેજે. ને પછી બદરમા પહોચ ત્યારે નગારૂ વગાડજે, એટલે અમને તારા આવ્યાની જાણ થાય.

તારા વહાણમા પાણી (ધામસ) જોરથી ભરાવા લાગ્યુ છે. એને તુ હીમત રાખીને ઉલેચવા માડજે.

હે જુવાન તારે મા કે બહેન નથી તુ માદો પડીશ તો તારી ચાકરી કોણ કરશે?

હે જુવાન, તુ મુબઈથી વધુ દૂર જઈશ મા મનબાના પથ ઘણા દોહ્યલા છે

તુ લીના પીળા લવીંગ‍ા મોતી લેતો આવજે.

તું લગ્ન કર તો બહુ રૂપાળી કન્યા ન ગોતજે, કેમકે એ તને કોઇક દિવસ કેદમાં નખાવશે.

દૂરની કન્યા ન ગોતજે, એ તને છેતરીને ચાલી જશે.

બહુ નજીકની પણ ન ગોતજે, એ વિફરી જશે.

કુવારી ગોતીશ મા. એ નાણાંની લાલચુ હોય છે.

---

કોઇ દૂરના પથથી વહાણ હકારીને ઘર તરફ ચાલ્યા આવતા જુવાનને સંબોધેલું આ ગીત દરિયાનાં વાવાઝોડાં, વહાણમાં ભરાઇ રહેલ પાણી, ઇત્યાદિ સંકટોની કલ્પનાઓ આલેખે છે. એ કલ્પના કરનાર કોઇ નાવિકની માશૂક છે.

ગાતાં ગાતાં ડોશીઓ સંકોચ પામતાં હતાં. કહે કે ભાઇ, અમે બુઢ્ઢી ઉમ્મરે આવાં શોખનાં ગીતો ગાતાં લાજીએ છીએ. મેં ખાત્રી આપી કે હું શોખનાં ગીતો તરીકે એમાંથી મઝા લેવા નથી માગતો, મારે તો તમારા જીવન-સંસારની સાચી વેદનાઓ ને આકાંક્ષાઓ પકડવી છે.

ચોથું ગીત પણ એવું જ સાચુ ચિત્ર આપે છે:—

૪.

વા'ણે ચડયે રે એલા વા'ણે ચડયે,
 મારા મામાના માલીયા, વા'ણે ચડયે.

મંખી જાજે રે એલા મંખી જાજે,
 મારા મામાના માલીયા, મંખી જાજે.

મોતી લાવજે રે એલા મોતી લાવજે,
મારા મામાના માલીયા, મોતી લાવજે.

કેવાં લાવું રે એલી કેવાં લાવું,
મારી ફોઈબાની દીકરી, કેવાં લાવું.

લીલાં લાવજે રે એલા પીળાં લાવજે,
મારા મામાના માલીયા, રાતાં લાવજે.

ખાતર પાડયું રે ઈણે ખાતર પાડયું;
મારા મામાને માલીયે ખાતર પાડયું.

શું શુ ચોર્યું રે ઈણે શું શું ચોર્યું,
મારા મામાને માલીયે શુ શું ચોર્યું.

હાર ચોર્યો રે ઈણે ઝુમણાં ચોર્યાં,
મારા મામાને માલીયે હાર ચોર્યો.

બાંધી વારો રે ઈને બાંધી વારો.
મારા મામાના માલીયાને બાંધી વારો.

હેડ્યમાં પૂરો રે ઈને હેડ્યમાં પૂરો,
મારા મામાના માલીયાને હેડ્યમાં પૂરો.

છોડી મેલો રે ઈને છોડી મેલો,
મારા બાળુડા જીવડાને છોડી મેલો.

માયા રાખો રે થોડી દીયા રાખો,
મારા નાનુડા જીવડાની માયા રાખો.

રમવા દેજો રે ઇને ભમવા દેજો,
માસ્ રૂ બાળુડા જીવડાને રમવા દેજો.

આ લોકો તો મામા-ફુઇનાં વરે પરણે ખરાં ને, એટલે પરણેલી પોતાના પરણ્યા નાવિકને (અથવા કોઇ અપરિણિતા પોતાના વિવાહિત વરને) 'મારા મામાના માલીયા !' એવું ટીખળી સંબોધન કરતી કહે છે વહાણે ચડીને તું મુંબઇ જા, ત્યાંથી મારે સારૂ મોતી લાવજે. મારે ભરત કામ કરવું છે.

નાવિક જુવાનડો સામુ ટીખળ કરે છે: હે મારી ફુઇબાની છોકરી, તારા સારૂ કેવાં કેવાં મોતી લાવું ?

લીલાં, પીળાં, ને રાતાં લાવજે.

કંગાલ ખારવો પોતાની પરણેતરને સારૂ મોતી મેળવવા માટે ચોરી કરે છે. કોઇ ધનવાનનો હાર ચોરે છે. પકડાય છે.

પરણેલીને પ્રથમ તો મોજ આવે છે: એ ચોરને કેદમાં પૂરો !

પણ પોતાના પીયુને ખરેખર કેદ બનેલો દીઠા પછી સાચી ઉર્મિ આવે છે: એને છોડી મેલો. એ હજુ બાળુડી ઉમ્મરનો છે: એના ઉપર દયામાયા રાખો સાબ! એને છુટો રમવા ભમવા દો!

આ પછીનું ગીત ભેદક છે, તે ઉપરાંત સોરઠના ઉગમણા કિનારાનું એક ઐતિહાસિક તત્ત્વ પણ રજુ કરે છે. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વહીવટ દરમ્યાન ગોરાઓની સાથે ફસાવાના કેટલાક પ્રસંગો બંગાળાના ગામડાંની સુંદર સ્ત્રીઓને પડ્યા હશે, તેનું ચિત્ર બંકિમચંદ્રે પોતાની વાર્તાઓમાં દોર્યું છે. સોરઠને કિનારે ફીરંગી કંપની

એનાં થાણાંઓ પડ્યાં હતાં, તેના અવશેષો પૂર્વ કાંઠાને અમુક ગામડે હજુ મોજૂદ છે. કળસાર ગામમાં ફિરંગીઓનું ધર્મદેવાલય ઉભું છે. સંત નિકોલાસ પરથી જેનું નામ પડ્યું હોવું જોઇએ તે 'નિકલ' નામનું બંદર પણ હજુ છે. આમ સાગરતીરની એ પટ્ટી પર પોર્ટુગીઝ ગોરાઓના અમુક અપહરણ–પ્રસંગો બન્યા હશે. તેનું વાતાવરણ આ ગીતમાં છવાયું છે.

ગરીબ ખારવો ખેપે જાય છે. નિરાધાર ખારવણ પિત્રાઇઓનું ને મોસાળીઆનું શરણ લે છે, પણ તેઓ એને દુઃખ આપે છે. પછી એક દિવસ એ બાઇ, બંદર પર તંબુ તાણીને પડેલ 'જાંગલા' અથવા 'ટોપીવાળા'ના પ્યારમાં ફસાઇ ગઇ.

૫.

તું તો મંબી હાલ્યો, તું તો મલબાર હાલ્યો,
નાણાંની રે ખોટયે, ખરચીની રે ખોટયે.

અધવચમાં મેલ્યાં, અધવચમાં મેલ્યાં,
કોઇ તડનાં નથી, ઘરબારનાં નથી!

છેટાનાં રે છૈયેં, આઘાનાં રે છૈયેં,
રાખો તો રે રૈયેં, રાખો તો રે રૈયેં.

કાકાના રે કારૂ, મામાના રે મૂરૂ,
દુઃખડલાં રે દેવે, દુઃખડલાં રે દેવે.

જાંગલો રે આવ્યો, ટોપીવાળો આવ્યો,
પીથલપરને પાધર, કેરાળાને પાધર.

તંબુડા રે તાણ્યા, તંબુડા રે તાણ્યા,
પીથલપરને પાધર, કેરાળાને પાધર.

રખમાઇ પાણી હાલી, રખમાઇ પાણી હાલી,
ઝીલણીયે રે તળાવ, ઝીલણીયે રે તળાવ.

વાંસે જાંગલો હાલ્યો, વાંસે જાંગલો હાલ્યો,
રખમાઇને લેવા, રખમાઇને લેવા.

ફેરા ફરવા દે ને! જવતલ હોમવા દે ને!
પેછે તમારાં છૈયે, પેછે તમારાં છૈયે

વટોળો રે આવ્યો, વટોળો રે આવ્યો,
ચુંદલડી રે ઉડી, પાંભડલી રે ઉડી.

ચુંદલડી રે ઉડી, પાંભલડી રે ઉડી,
ટોપીઆને ઘેરે પોઢી, જાગલાને ઘેરે પોઢી.

· અર્થ :

પણ કાકા મામાના દીકરા તો રૂખમાઇને દુઃખ દેવા લાગ્યા.

એક દિવસ એ પીથલપર અને કેરાળા ગામને પાદર 'ટોપીવાળા જાગલા' ફિરંગીઓએ પડાવ નાખ્યા.

રૂખમાઇ તળાવ પર પાણી ભરવા જતી હતી.

એની પછવાડે પછવાડે ફિરંગી સાહેબ પણ ચાલ્યો. રૂખમાઇને એ ઉઠાવી જવા માગતો હતો.

જ્યારે એને ફિરંગીએ પકડી, ત્યારે એ કાલાવાલા કરવા લાગી કે હું હજી અવિવાહિત છું. મને કલંક લાગશે. માટે હું એક વાર માગ ધણી જોડે લગ્નના ફેરા ફરી લઉં ને લગ્ન-વેદીમાં જવ તલ હોમી લઉં એટલી અવધ તું મને આપ. પછી હું તારી જ બનીશ.

પરંતુ પંખી તો વરોળો વાયો, રૂખમાઇની ચુંદડી ઉડી પડી.

એની ચુંદડી ઉડી, ને એ તો ટોપીવાળાના ઘરમાં પોઢી ગઇ.

---

આ રીતે અનેક નાવિક-પુત્રીઓ આ પરદેશીઓની હવસ-જાળમાં ફસાઇ પડ્યાના કરુણ કિસ્સાઓ બન્યા હશે, ને તેમાંથી આવાં ગીતો દ્રવ્યાં હશે. તમે આ ગીત સાંભળો તો તમને ખાત્રી થશે કે આ મલિન ગમ્મતનું કે સામાજીક કટાક્ષનું નહિ, પણ અસહાયતાની આહ દર્શાવતું રૂદન-ગીત છે. બંકિમ બાબુની 'ચંદ્રશેખર' નામની કથામાં એ જ રૂદન ઠલવાયું છે.

બેવફાઇ ઉપર અફસોસ દર્શાવતું આ તે પંખીનું ગીત :

૬.

રે ખાડીમાં મછવો એલા!
રે ખાડીમાં મછવો;
એકને મેલી બીજાને નીસર્યો જવાનડા! ૧

રે દરિયામાં લીલ છે એલા!
રે દરિયામાં લીલ છે;
સાચી નજરૂં ને ખોટાં દિલ છે જવાનડા! ૨

રે કાપડામાં હીર છે એલા!
રે કાપડામાં હીર છે;
ગાંગલો મેઘુરિયો મારો વીર છે જવાનડા! ૩

રે દરિયામાં ઝીલુ એલા!
રે દરિયામાં ઝીલુ;
કાપડું લીધું રે મારૂ લીલુ જવાનડા! ૪

રે નેરાં ને ખાતરાં એલા!
રે નેરાં ને ખાતરાં;
જાડા દિવસનાં પડ્યાં વાંતરાં જવાનડા! ૫

રે ઓઢલી ઘાંટડી એલા!
રે ઓઢલી ઘાંટડી;
આઠયે દા'ડે જોઉં તારી વાટડી રે જવાનડા! ૬

રે ખેતરમાં ઓઘો એલા!
રે ખેતરમાં ઓઘો;
વાણુ આવે ને કરૂ મોંઘો રે જવાનડા! ૭

રે હાથમાં સૂપડું એલા!
રે હાથમાં સૂપડું;
ક્યારો આવે ને વા'ણ ઉપડ્યું રે જવાનડા! ૮

રે ઢીંસાંમાં ભટિયાં એલા!
રે ઢીંસાંમાં ભટિયાં;
હવે વીંખાણાં મારાં ઝંટિયાં રે જવાનડા! ૯

રે હાથુંમાં મોટી એલા!
રે હાથુંમા મોટી;
હવે કરીશ મા મને ખોટી રે જવાનડા! ૧૦

રે ખોળામાં ખાજ્કું એલા!
રે ખોળામાં ખાજ્કું;
ખારને દરવાજે તારૂં પારખું રે જવાનડા! ૧૧

રે ખેતરમાં બોરડી એલા!
રે ખેતરમાં બોરડી,
મ'વે આવીને દેણું ઓરડી રે જવાનડા! ૧૨

અર્થ

૧. હે જુવાન ખલાસી ! હજુ તો તારો મછવો ખાડી પાર કરીને નીકળ્યો નહોતો ત્યાં તો તારી સાથીડે તને મૂકીને બીજા સું પ્રેમ બાંધ્યો.

૨. હે જુવાન ! દરિયા માયલી લીલ જેમ દેખાવમાં રૂપાળી પણ અનુભવમાં લપસણી છે, તેમજ પ્રેમીઓની નજરમાં પ્રેમ દેખાય છે પણ અંદરનાં દિલ ખોટાં હોય છે.

૩. હે જુવાન, હું સાચુ જ કહું છું કે ગાંગલો મેઘૂરિયો નામનો નાવિક મારો ભાઇ જ છે. એની સાથે મારે સ્નેહ નથી.

૫. દરિયામાં જેમ ઉંડી ગાળીઓ હોય છે તેમ મારી તારી વચ્ચે પણ ઘણા દિવસનું અંતર પડી ગયું છે.

૬. ઘાટડી (ચુંદડી) ઓઢીને હું આજ આઠમે દિવસે તારી વાટ જોઉં છુ.

૭. આપણા ખેતરમા અનાજનો ઓઘો (ઢગલો) ખડકાઇ ગયો છે. હવે તો તારૂં વહાણ ઘેરે આવે એટલે હું તને અત્યંત મોંઘો (મહિમાવતો) કરૂં. ખૂબ પ્રેમ કરૂં.

૮. મારા હાથમા સૂપડું હતુ. શિયાળો, કે જે સહજીવનની ઋતુ છે, તે આવતા જ તારૂં વહાણ તો ઉપડી ગયું.

૯. રેતીના ઢગલામા એટલા બધાં હાંભોળિયાં (કાંટા જેવું ઘાસ) છે, કે ખેતરમાં કામ કરતાં કરતાં એ કાંટા ભરાઇ ભરાઇને મારાં ઝંટિયાં (વાળ) વીંખાઇ ગયાં છે.

૧૦. હવે તું મને વાટ ન જોવરાવ.

૧૧. શહેરને બંદર-દરવાજે તારી પ્રીતિની પરીક્ષા થઈ જવાની.

૧૨. તું આવીશ એટલે આપણે મહુવા શહેરમાં એક ઓરડી ભાડે રાખશું ને ત્યાં સ્વતંત્ર રહેશું.

## ભ્રષ્ટ ગીતો?

કોઇ ભાગેડુ ખારવણનું ઝખના-ગીત ગવાય, આવાં ગીતોને આપણે Immoral કહીએ છીએ. Immoral : ભ્રષ્ટ : કારણ? કારણ કે આ ગીતો પોતાનાં ગાનારાંનું જીવન જેવું છે તેવું ગાઇ બતાવે છે. બીજું કારણ એ કે આપણાં નીતિનાં, પવિત્રતાનાં તેમજ સભ્યતાના ધોરણો જુદાં છે. આપણી કવિતા જીવનની સામે આરસી ધરતી નથી. એટલે આપણને એક જ ખ્યાલ રહી ગયો છે કે સાચી વા ખોટી, સ્વાભાવિક કે બનાવટી, ભાવનાના ઝાકમઝોળ હીંડોળા ચડાવે તે કવિતા.

હું તો આદર્શોની કવિતા શોધવા નહોતો આવ્યો. ગ્રામ્ય ગીતોમાં કાવ્યનું તત્ત્વ ઘણું ગરીબ હોય છે. એ કાવ્યો નથી, જીવનની આરસીઓ છે. મારે તો એમાં અંકિત બનેલી ખલાસી-જીવનની રેખાઓ પકડવી હતી. કોઇ ફસાએલી, દગાનો ભોગ થઇ પડેલી ખલાસી કન્યાની મેં આ કાવ્ય-છબી સધરી લીધી :

૭.

પીથલપરનો પાવો રે માલિગા! પીથલપરનો પાવો;
તારા પાવાને રાગે હાલી આવું રે મારી હેડી!

પછવાડે પાવા વાગે રે માલિયા!
પછવાડે પાવા વાગે,
તારા પાવાને લીલાં પીળાં મોતી રે મારી હેડી!

હાલ્યને ભાગી જાયેં રે માલિયા!
હાલ્યને ભાગી જાયેં!
આપણે ભાગીને ભાલ લેજાં થાયેં રે મારી હેડી!

મુંબી શેર છે મોટું રે માલિયા!
મુંબી શેર છે મોટું.
તુને ફી ફી ગલીયુમાં ગોતું રે મારી હેડી!

તારા પગની બેડી રે માલિયા!
તારા પગની બેડી,
તેનાં મુંને કડલાં ઘડાવો રે મારી હેડી!

તારાં અંગનો રે રૂમાલ માલિયા!
તારાં અંગનો રે રૂમાલ,
તારા રૂમાલીઆ દેખી રૂગાં આવે રે મારી હેડી!

હાથુમાં છે સોટી રે માલિયા!
હાથુમાં છે સોટી,
હવે તારી દાનત થઇ છે ખોટી રે મારી હેડી!

અર્થ

હે મારા જોડીદાર પિયુ માલીયા! પીથનપર ગામથી તારો પાવો (બસી) બજી રહેલ છે. એ પાવાને લીના પીળા ફુમકડા શોભે છે.

મારી પછવાડે પછવાડે એ પાવો તું બજાવે છે. એના સ્વરોનું વશીકરણ થતા હું આકર્ષાઇને ચાલી આવી છુ, હે મારા જોડીદાર !

હે માલિયા ! ચાલો આપણે બેઉ ન્હાસીને બાવ પ્રદેશમાં ચા'યા જઇએ.

તુ તો મુબઇ ચાલ્યો ગયો. એવડા મોટા શહેરની કઇ કઇ ગલીમા હુ તને શોધુ ?

હે માલિયા ! તારા પગના ઘરેણામાથી મને કડલાં ઘડાવી દે.

તારા અગ ઉપર શોભતો રૂમાલ દેખીને મને પ્રેમનુ રુદન આવે છે.

પણ તારી મારા પ્રત્યેની વૃત્તિ હવે બદલી ગઇ છે. તુ મને રઝળાવે છે.

---

આવુ જ કોઇ ભગ્નહૃદયા (broken hearted) ગ્રામ્ય યૌવનાનુ સાત વર્ષો પર સઘરેલુ ગીત યાદ આવે છે· ઘણો કરુણ એનો ઢાળ છે

૮.

ઉડી તળાવડીનો આરો !
માયાળુ રે ઉડી તળાવડીનો આરો,
તારે માથે બંધૂકુંનો ભારો રે માયાળુ !

નેધારી તે મુને રાખી,
માયાળુ રે નેધારી તેં મુને રાખી,
હું તો વાટલડી જોઇ જોઇ થાકી રે માયાળુ !

તારા તે હાથમાં છતરી,
માયાળુ રે તારા હાથમાં છતરી,
તારી છતરી દેખીને વાત પતળી રે માયાળુ !

તારી તે ડોકમાં છે કંઠી,
માયાળુ રે તારી તે ડોકમાં છે કંઠી,
તારી કંઠી દેખીને વાત વંઠી રે માયાળુ !

મરજે ને માંદો તું પડજે,
માયાળુ રે મરજે ને માંદો તું પડજે,
તારા જીવતમાં જીવડા પડશે રે માયાળુ !

અને એવું જ એક બીજું ગીત :

૯.

હજી યે નાવ્યો રે હેડીનો હજી યે નાવ્યો,
છેલ માયલો છેલ છોગાળો હજી યે નાવ્યો.

સીમાડાની વાટ્યું રે હેડીના સીમાડાની વાટ્યું,
સીમાડે જોઇ જોઇને રે મારી ઓડયું દુઃખી.

માથડાં દુઃખે રે હેડીનાનાં માથડાં દુઃખે,
આછે ને રૂમાલીએ રે વાલ્યમનાં માથડાં બાંધો.

એ ગીતમાં પણ ત્યજી જનાર પુરુષને માટે ઝંખના ગવાય છે. આ ગીતો મશ્કરીના નથી, 'ઇશક'ના નથી. સ્ત્રીહૃદયના ભુક્કા થતા જે અવાજ ઊઠે છે, તે અવાજ આ ગીતોનો છે. પરંતુ આપણી સૌષ્ઠવ અને સભ્યતાની લાગણી (Sense) કેટલી એવી તીક્ષ્ણ બની છે કે આના તો શું, નીચે લખું છું તેવું ગોવાળ–ગોવાળણનું સવનન–ગીત પણ આપણને સતાવે છે

૧૦

બકરાં તરસ્યાં જાય છે રે સોમલ!
બકરાં તરસ્યા જાય છે,
જાય છે રે મારા ઘેલીડા રે રબારી!

ખોબલે પાણી પાય છે રે સોમલ!
ખોબલે પાણી પાય છે ·
પાય છે રે મારા ઘેલીડા રે રબારી!

વેળુમાં વીરડા ગાળશું રે સોમલ!
વેળુમા વીરડા ગાળશુ
ગાળશુ રે મારી સોમલડી રે હજારણ!

પહલીએ પાણી પીશુ રે સોમલ!
પહલીએ પાણી પીશુ
પીશુ રે મારી સોમલડી રે હજારણ!

અરધાના લાડવા લેશુ રે સોમલ!
અરધાના લાડવા લેશુ,
આરે બેસીને આપણ જમશુ રે મારી સોમલડી રે હજારણ!

: અર્થ :

મોમલ નામની ગોવાળ–કન્યા કહે છે કે હે ઘેલુડા રબારી! આ તારા બકરા તરસ્યા જાય છે.

હે ઘેલા રબારી! તું બકરાંને બોમે બોમે કેટલુંક પાણી પાઇશ?

ગોવાળ જવાબ આપે છે: હે મારી વહાલી મોમલ! આપણે બેઉ મળીને નદીની વેકુરીમાં વીરડા (પાણીના ખાડા) ગાળશું.

પછી એમાંથી આપણે બન્ને અંજલિઓ ભરી ભરીને પાણી પીશું.

અરધા રૂપીઆના લાડુ લઇને આપણે નદીના આરા પર બેસી જમશું.

---

'દક્ષિણ હિન્દના લોકગીતો' મગ્રહનાર યુરોપી વિદ્વાન ચાર્લ્સ ગોવર (Charles E. Gover) એ સંબંધમાં લખે છે કે

'A mere conventionality has tabooed all verbal reference to matters that enter into the life of every sentient being .. .... they (folk-songs) keep up to date, as it were, the expression of those inner feelings which never rise to the surface of a set literature, but are in reality the very essence of popular belief.'

"મનોવિકારવાળા પ્રત્યેક જીવનની અંદર પ્રવેશતી જે બાબતો છે, તેને વિષે જરીક ઇશારો પણ ન કરવાની આપણા નર્યા શિષ્ટાચારે

જ મના ફરી છે      બાકી તો આપણા બીબે ઢળાતા શિષ્ટ સાહિત્યની સપાટી ઉપર જે કદી જ ન તરવરી શકે, ને છતાં જે ઉર્મિઓ પ્રજાની માન્યતાઓના ખુદ તત્ત્વ સમાન છે, તે આંતર્ગત ભાવોના ઉચ્ચારણને ગત તાજુ જ રાખનારા આ લોકગીતો છે."

ટેમ્સ નદીના ઉપરવાસના પ્રદેશમાંથી લોકગીતો વીણનાર અંગ્રેજ આલ્ફ્રેડ વીલીઅમ્સને પણ એ 'અશિષ્ટ ને અસભ્ય' પ્રકારના ગીતો મહત્વના લાગ્યા  એણે લખ્યુ છે

"I make no apology for them They were rude but not altogether bad Many of them were satirical They deal chiefly with immorality not to encourage or suggest it, but to satirize it   No doubt they served their purpose though we of our time should call them indelicate  Yet the simple, unspoiled rustic folks did not consider them out of place They saw no harm in them But they knew not shame as we do they were really very innocent compared with ourselves We have had our eyes opened, but at what a price! of a truth the shame is on our side and lies not with the rustics And where the songs were professedly bad this might be said of them that they were so honestly that is to say they were simple open and natural,

they were morally immoral, if I may say so, and not cunningly suggestive and damnably hypocritical, as are some of the modern music-hall pieces."

"આ ગીતો સંઘરવા બદલ હું વાચકની માફી નથી માગતો. એ અસભ્ય હશે, પણ સદંતર દુષ્ટ નથી. એમાંનાં ઘણાંએક તો કટાક્ષગીતો છે. એ અનીતિને આલેખે છે તે કંઇ અનીતિને ઉત્તેજવા કે સૂચિત કરવા અર્થે નહિ, પણ મર્મપ્રહારો કરવા માટે. આજે આપણે એને અસભ્ય કહીએ, પણ સરલ અને અણુઘંટેલા ગ્રામ્યજનોને એ અસ્થાને નહોતાં લાગતાં. તેઓને એથી કશી હાનિ નહોતી દેખાતી. શરમ અને લજ્જાની તેઓની સમઝ આપણા જેવી નહોતી. આપણી સરખામણીએ એ લોકો નિર્દોષ હતાં. આપણને લજ્જા અને સભ્યતાનું ભાન થયું, પણ તે કેટલા મોટા ભોગે! સાચી વાત એ છે કે શરમ આપણા પક્ષે છે, ગામડિયાંને પક્ષે નહિ. ને વળી જ્યારે ગીતો દેખીતાં જ દુષ્ટ હતાં, ત્યારે પણ તેમને વિષે આટલું તો કહી શકાય કે એ પ્રમાણિકપણે દુષ્ટ હતાં. એટલે કે એ સીધાં, સાદાં, નિખાલસ ને સ્વાભાવિક હતાં. બીજી રીતે કહું તો એ નીતિપૂર્વકનાં અનીતિમાન હતાં. આપણા આજકાલના જલસાઓમાં ગવાતાં કેટલાક ગીતોની પેઠે એ ગ્રામ્ય ગીતો શબ્દચાલાકીથી દુષ્ટ સૂચન કરનાર નફ્ફટ દંભી ગીતો તો નહોતાં જ."

# વિ દા ય

ટપ, ટપ, ટપ, ટપ, ચાળીમા દાણા ચણતાં પક્ષીઓની માફક ટીપણીઓ દિવાલને ટીપી રહી છેઃ શોકાકૂલ વાતાવરણ છેઃ માર્ગે નીકળતાં મહુવાવાસીઓ પ્રથમ આ તમાશાથી વિસ્મય પામીને પછી નિસ્તબ્ધ પગે ચાલે છેઃ કતપરની ખારવણો માવા જેસા નામના બે જુવાન ખારવાઓની જલસમાધિ ગાય છે :

૧૧.

માવા, ગાયું ચરે ને વાછરૂ ટળવળે.

માવા, જાતાં ચરે લીલો ગીંઝવો,
માવા, વળતાં ચરે નાગરવેલ્ય રે
માવો ને જેસો નહિ મળે.

માવા, ચૉરે કસુંબા ઘોળાવીઆ,
માવા, ભાયબંધના પ્યાલા પાતા જાવ રે
માવો ને જેસો નહિ મળે.

માવા, સૂડી સોપારી બેવડ વાંકડી,
માવા, કચેરીમાં કટકા દેતા જાવ રે
માવો ને જેસો નહિ મળે.

માવા, પોગ્લીઆમા પાણી લેજો પોચતા,
માવા, ભાતા લેજો ભરપૂર રે
માવો ને જેસો નહિ મળે

માવા, લેજો ખેલણુ રૂડા ઘોડલા,
માવા, લેજો લોડણુ ઘેવી સાદય રે
માવો ને જેસો નહિ મળે

પછી માવો ને જેસો બન્ને નાવિકા ક્યા ગયા? વહાણે ચડ્યા? ગાનારી બહેનો એ ભાગ નથી ગાતી પણ માગી અને વહેતાનું એક ગીત આવ્યુ છે (તે પણ ખંડિત હતુ) તે અને આ, બન્નેની કડીઓ મેળવતા આખી કથા સમજાય છે

માવા, હોડ કરીને બા'ર નીસર્યા,
માવા, ચાલ્યા છે નકળંક ગામ રે
માવો ને જેસો નહિ મળે

બન્ને ભાઈબંધો દરિયામા નકળંક મહાદેવનુ થાનક છે તેને મેળે જવા નીકળ્યા હોડ બાંધી બેઠા કે આ વેળા નો બાધ, નકળંક મહાદેવનુ નાળીએર ને સોપારી આપણે જ લઈ લેવા છે

જ્યારે મહાદેવના થાનક ઉપર ફરી વળ્યા હોય છે તે વેળા ત્યા જઈને મહાદેવની પાસે પડેલ શ્રીફળ સોપારી જે હાથ કરી આવે તે સાચો મ ' આ મર્દાઇની શરતમા માવો ને જેમો એક ઉતર્યો.

માવા, વેળીયુ કાઢીને બેનને આપિયુ
બેનને નયણે વહુટ્યા છે નીર રે
માવો ને જેસો નહિ મળે

માવા, વિચાર કરી ઓકાના ભીડિયા,
પડિયા રતનાગર સાગર મોઝાર રે
માવો ને જેસો નહિ મળે

કદાચ ડૂબી જે જવાય એ ધારણાથી પોતાના કાનનુ ઘરેણુ વેળીયુ કાઢીને માવાએ ત્યા ઉભેલી બહેનને આપ્યુ બહેનની આખમા આસુ આ યા માવો ને જેસો ન ળ ને થાન જઇ પહોચ્યા સોપારી શ્રીફળ હાથ ર્ક્યા ત્યા તો

માવા, પાણી સમદરનુ વળી ગિયુ,
માવા, લેવાણા લોહુની માય રે
માવો ને જેસો નહિ મળે

ઓટ આવી જવાથી સમુદ્રના જળ પાછા વળી ગયા તેના જોશમા સપડાઇને એ સાહસિ ! ધમકાઇ ગયા

વીરની બેન્યુ તે વાટુ જોઈ રહી,
કયારે આવે માડીજાયો વીર રે
માવો ને જેસો નહિ મળે

માવા, દીવીયુ કરીને દરિયા જોઇ વળ્યા,
માવા, જોયા રતનાગર લોઢ રે
માવો ને જેસો નહિ મળે.

ગત પડી ગઇ અધ રામા મશાનો ઘેરાવીને નગરો તપાસ્યો પણ માવો જેસા હાથ ન આવ્યા પછી તો—

માવા, તારી માએ લીધા જતર તુબડા,
માવા, તારી બેને લીધો ભગવો લેખ રે
માવો ને જેસો નહિ મળે

આમ વાતાવરણમા કરુણના વધુ ને વધુ ઘુટાતી જ ગઇ પી૦ રે વીને બેખી એ બ્રીઓના મ્હો પગ્ના ભાવ નરોતા મ્હાના પણ સુનમાર પથરાયો હતો ગીતના ઉદ્ગારો પણ સ્વયમેવ શોકાકુન નીકળતા હતા (બન એમા વૈવિધ્ય નહોતુ ) અને શિષ્ટ કે દુષ્ટ એવા કોઇ પણ બનાવટી બેની રેખા વિનાનો શુદ્ધ સસ્કાર આ બહેનોના મ્હમાથી ટપકતો હતો

૧૨

સાયબા, દેશ આવોની ! ઘણુ થે ગિના રે !

તારા ચોકમા ઠગાવુ બાજોઠિયા રે
તારા ચોળીને નવરાવુ શરીર
કાગળ લખો પ્યારીના રે !

મારે નૅ રે પાખુ ઉડી કેમ આવું રે,
તારા ભુવા રે પડી ગ્યા ભવન
કાગળ લખો પ્યારીના રે !

કોઇ તુટેલ નાવનાં વેરણછેરણ પાટીયાં જેવાં ખંડિત આવાં ગીતો, ખંડિત છતાં પણ ગાનારીઓની અંતરતમ ઉર્મિઓની ઉંચી કક્ષા સૂચવતાં હતાં. અને પછી તો—

૧૩.

તારી સીસીમાં ભરિયલ તેલ,
　　　તેલ સીયા કામનાં રે!
તેલનો નાખનારો પરદેશ,
　　　તેલ સીયા કામનાં રે.

તારી સીસીમાં ભરિયલ અંતર
　　　અંતર નથી કામનાં રે,
અંતરનો છાંટનારો પરદેશ
　　　અંતર નથી કામનાં રે!

તારી છાબમાં ભરિયલ ફુલ રે
　　　સેજડિયે સૂકાઇ ગીયાં રે,
સેજનો પોઢનારો પરદેશ
　　　સેજલડી સૂની પડી રે.

મારી લાલ રે પાડોશણ બાઇ બેની રે
　　　તમને કાંઇ દી ગીયા રે?
મારે કાગળ નાવેલા કોય
　　　હરિવરના હાથના રે.

સખી નાખી રે દીધાં રે નિરાધાર રે
　　　પિયુડે અમને પરહર્યાં રે,

આવ્યાં પીપેર નવેલાં પાંદ
નગણુગારો નાવિયો રે.

મારી સગી રે નણંદડીના વીર રે
ઓરડીએ છઈ એકલાં રે,
એવી જમરા અંધારી રાત
નીંદર નાવે એકલાં રે.

મારા હાથનો કરી લ્યુ કાગળીઓ
આગળની લેખણ કરૂ રે,
મારાં આસુડાંની કરી લીયુ શાઈ
લખીને કાગળ મોકલુ રે.

સખી, નાયા રે ધોયા વન્યા નારી રે
અંબોડો નવ વાળીએ રે,
એવીયુ લાંઘણ્યુ પડે નવ લાખ
માણસ કીમ મેલીએ રે.

સખી, પાકી રે આંબા કેરી સાખ રે
ઉપર સૂડા આટકે રે,
એવી સવ રે ધોળે આંબા સાખ
અમે તો ધોળીએં વખડાં રે.

જીના પિયુડા વસે પરદેશ રે
નવીન ચીજ નવ ચાખીએ રે,
ઇનાં નેણુલામાં વરસે નીર
કાજળ નવ સારીએ રે.

સખી, સરવે માણસ સાથે પ્રીત્યુ રે
પાળે તો લઇ પાળીએ રે,
એવાં નુગરાં માણસ સાથે નેહ
ટાળે તો લઇ ટાળી દઇએ રે

એ લાંબુ ગીત પરૂ કરીને જ્યારે બાઇઓ સન્મુખ થઇ, ત્યારે તેઓની આંખો ભીની હતી. તેઓના મ્હો ઉપર દરિયાના મોજા ફરી વળ્યા હોય એવી ઝાખપ હતી ગીતો શોધવાની ઉલટમા બીજુ બધું ભાન ગુમાવીને મે તો નવી ઉપરાણી કરવા માડી. મને એ બહેનોએ જવાબ દીધો "બાઇ, અમે આ ગીતો મહા મુશ્કેલીથી ગાઇએ છીએ."

"કેમ ?"

"મ્હોંયેથી ગાઇ શકતા નથી. આ અમે સાત જણીયુ બેઠી છીએ, તેમાથી કોઇનો બાપ, કોઇનો બેટો, કોઇનો ધણી, અને કોઇના ઘરમાથી એક સામટા છ સાત જણ દરિયે ડુબીને મુવા છે, એ બધાની વેદના અમને આ ગીતો ગાતા ગાતા તાજી થાય છે. અમારા ગળા રૂંધાઇ રહેલ છે ભાઇ ! આ તો તમે ગીતો માડી લેવા આવેલ છો એટલે અમારે હૈડાં કઠણ કરીકરીને ગાવા પડે છે, પણ અમે અદરથી વેનોવાઇ ગ્યા છીએ "

આ શબ્દોએ મને શરમીંદો કરી મૂક્યો શ્રી રામનારાયણ પાઠકનુ એક વાક્ય મને સાભરી આવ્યુ. અમદાવાદમા એક વાર મારા લોકગીતોના સગ્રહ માટે એમણે પોતાના ચોગાનમા ઠાકરડા કોમની બહેનોને નોતરી હતી એ બહેનો પોતાના કાંઇ ઉત્સવ કે

તહેવારની સ્વયંસ્ફુરણામાંથી નહિ પણ એક બે સાહિત્યકોને સંભળાવવાની સભાન મહેનતથી ગીતો સંભારીને ગાતી હતી.

"કોઇ સ્ત્રીની કનેથી આમ ગીતો કઢાવવાં !" પાઠકભાઇએ કહ્યું: "Is it not something like drawing her naked?"

એ વાક્ય મારી છાતીએ ચોંટી ગયું છેઃ કલાકાર કુદરતી માનવ-સૌંદર્યને ચીતરવા માટે પોતાની સામે કોઇ જીવતી સ્ત્રીને નગ્નાવસ્થામાં ઉભી રાખે, એના જેવું જ શું હું નહોતો કરી રહ્યો? મારે જોઇતાં હતાં ગીતો : મારે આલેખવી હતી શબ્દ-છબીઃ તે સારૂ-મારી કલાસિદ્ધિને સારૂ આ નાવિક-પત્નીઓનાં હૈયાંઓને હું ખુલ્લાં કરી રહ્યો હતો !

તેઓનાં એ આંસુમાં મારાં પણ બે આંસુ મિલાવીને મેં નવાં બે ત્રણ ગીતો કઢાવવાનો હક્ક રજુ કર્યોઃ વિરહની વેદનાનું, પણ હળવું હળવું નૃત્યગીત ચાલ્યુંઃ

૧૪

ક દારૂડો ને પીધા હોય તો માનો માણારાજ !

કાલ્ય અતારે ઉતારા ને કરતાં માણારાજ !
આજ અતારે ઓટા ઓસરી સૂની મારી રાધાનાર !
ઓહો ગોરી ! મરઘા નેણી !
દારૂડો ને પીધા હોય તો માનો માણારાજ !

કાલ્ય અતારે દાતણીયાં ને કરતાં માણારાજ !
આજ અતારે કલેરી કાંઝ સૂની, મોરી રાધાનાર !
ઓહો ગોરી ! મરઘા નેણી !—દારૂડો૦

કાલ્ય અતારે અધોળ્યુ ને કરતાં માણારાજ!
આજ અતારે ત્રાબાકુંડીયુ સૂની મોરી રાધાનાર!
ઓહો ગોરી! મરધા નેણી—દારૂડા૦

એ રીતે સોજનિયા, સુખવાસિયા ને પોઢણિયા ગવાયા. ગઇ કાલનુ મિલનસુખ અને આજની શુન્યતા, બન્ને લાગણીઓ ઘુંટાતી હતી દારૂએ વાજેન નખ્ખોદના સૂર પણ નીકળતા હતા:

૧૫

અરધાનો સીસો આણ્યો છે
ને મધરો દારૂ મારો છે.

ઇને લાણે લાણે પાયો છે
ને મધરો દારૂ મારો છે.

મારા પગ કેરી કાબીયુ છે—ને મધરો૦

ઇ દારૂડામા ડુલિયુ રે—ને મધરો૦

મારી કેડ્ય કેરા ઘાઘરો રે—ને મધરો૦

ઇ દારૂડામા ડૂલ્યો છે—ને મધરો૦

એમ દારૂ પાછળ આખા અગ ઉપરના ઘરાણાલૂગડા ફના થવાનુ ગાયુ અને થોડા વર્ષો પર એક રાત્રિયે માલણ નદીના જલપ્રલયમા સદ્‌વાની હોનારત થઇ હતી તેની પણ નવી રચના સભળાવી.

૧૬

એવી વે'તી ગોઝારણુ આવી રે
નીંદરા શીની આવે !

આવી લાદ્રોડને ઝાંપે ભરાણી રે
નીંદરા શીની આવે !

ઓલ્યા ભાટીઆના બકાલા તણાણા રે—નીંદરા૦
ઓલ્યા ધોના ધોબીડા તણાણા રે નીંદરા૦
ઈના છોકરા ચીસું નાખે રે—નીંદરા૦
આવી આન્ને દરવાજે ભરાણી રે—નીંદરા૦

ઓલ્યા [1]ભુરાભાઈનો ધાડો તણાણો રે—નીંદરા૦
ઈના ડબા તળાવમા બુડયા રે—નીંદરા૦
ઓલ્યા [2]ખરડના ખોરડા તણાણા રે—નીંદરા૦
એના છોકરા હાયુ નાખે રે—નીંદરા૦
આવી ક્તપરને ખાળે ભરાણી રે—નીંદરા૦
ઓલ્યા [1]ગુંરાભાઈના ધાડો તણાણા રે—નીંદરા૦

---
૧ રેબારીના નામ ૨ ખરક જાતના પેટુનો

ઇનો માલ તે ૧વામી નાખ્યો રે—નીદરા૦

ઇનો માલ તે ૨સોથે લાગ્યો રે—નીદરા૦

મકાન ચણાવનાર ધનધણીએ ભલાઇ કરીને આ બહેનોને માગ ગીત-સધરા સારૂ રાતપાળી રોકી લીધી હતી. પણ એનો અર્થ એ થયો કે તેઓ ગતભગ પેટ્રોમેક્સને અજવાળે ગળા ખેંચીને રાતના બાર સુધી ગાય, ને સવારથી વળનો આખો દહાડો ત્યાં ને ત્યાં મજૂરી કરે, ને સાંજરે ન ૩૬ કનાક પાછી ઘર ભેળી થાય Is not it like rawing her naked! એ શ્રી ગમનારાયણ પાઠકનો દ્‌ગાર મારા મનને આઘાત કરતો હતો "ના, ના, ના," મારાથી ન્હેવાયું "તમારા બાળકોથી મારે તમને વિછોડી નથી રાખવા"

"પણ બાઇ," એ બહેનો બોલી ઉઠી "અમમાંથી એકેબાઇને નાનુ ધાવણ છોકરૂ છે જ નહિ ને અમે તો આમ ઘણી વાર રાત-પાળી કામે રોકાઇએ છીએ તમે ફિકર કરો મા"

એક જણી દોડીને બીજા નગ્પાનાની બાઇઓ સાથે સાતેને ઘેર સંદેશો મોકલી આવી પોતાની ઝખનાઓનો ઝીલનાર એક માનવી સામે બેઠો છે, અને આજ પહેલી જ વાર પોતાના અસ્પૃશ્ય ગીતો એક ભણેલા મુસાફરની ધોળી ધોળી નોટ-બુકમાં આસન પામી રહેલ છે, એ કૌતુક, એ માન એ મહત્તા આ સાત બાઇઓના પ્રાણમાં કોઇ અપૂર્વતાની લાગણી રોપી રહ્યા હતા—ને તેઓએ છેલ્લું ગાયું આખા દિવસની આફ્ ઉપર શાંતિના શીતળ લેપ કરતું એક ધીરગંભીર માતૃમોન સંપૂર્ણ ભજન

૧ વહાણમાંથી કાઢી નાખ્યો ૨ તળાવને કિનારે નીકળી ગયો

૧૭

દોરંગાં સાથે નવ બેસનાં એ જી!
એ જી! પત્ય પોતાની જાય રે મન......લો!
—દોરંગાં૦

કુડાં રે કપટી ને લોભી લાલચુ રે જી!
એ જી! પાગકે દુઃખે ન દૂભાય રે મન... ...લો!
—દોરંગાં૦

ઘડીક રંગ ચડે ઘડીક ઉતરે એ જી!
એ જી! ઘડીક વેરાગી બની જાય રે મન...લો!
—દોરંગાં૦

ઘડીક ગરૂ ને ઘડીક ચેલકા રે જી!
એ જી! ઘડીક પીર થૈ પુજાય રે મન......લો!
—દોરંગાં૦

મીરાં (રા) બાઈ ભજે રે ગિરધરલ વને જી!
એ જી! દેજો સાધુ સરણે વાસ રે મન.... .લો!
—દોરંગાં સાથે નવ બેસનાં રે જી!

કેતપની ખાડીના કાદવમાંથી આવાં નુરાસિન પુષ્પો ખીલ-વાની આશા ગણી નહોતી. 'મન લે .....! દોરંગા સાથે નવ બેસના રે જી!" એ શબ્દો દોરંગાના તાજેતના અનુભવી દેવાંગનાને અને માતાના મુખ-મોઢ જેવા મીઠપનથી ઉગાતા હતા.

પરંતુ નાનિના દમ બજાવાની એ વિરામ-ઘડીમાં એક વેદનાનું ટીપું પડી ગયું. ગાનારી બાઈઓ પરસ્પર ઝીણી પૂછપરછ કરવા લાગી.

એ વાતો પોતાનાં ઘેર રહેલાં બાળકો વિષેની હતી : "તેં બરાબર કહેવરાવ્યું છે ને મારી માને, કે છોકરાંને રાતમાં સરખું ઓઢાડે?"

મેં પૂછ્યું : "તમે તો કહેતી હતી ને બાઇઓ, કે તમારે છોકરાં નથી!"

"પણ ભાઇ, આ તો મોટાં છોકરાં છે, ને એને સાચવનાર અમારી મા, માસુ, સધાંય છે ઘેરે."

આ ખુલાસો મન પર પડેલા ઓછાયાને દૂર ન કરી શક્યો. વાળુ કરવા ગયા પછી મારાથી પાછા ન વળાયું. થાકેલું મન ધર્મશાળાની પથારી પર અધારે પડ્યું પડ્યું ડાહ્યા મિત્રનો એ જ મુખોચ્ચાર સભારતું હતુ : "Is'nt it like drawing them nude?" એ ગાનારીઓનાં હૃદય ત્યાં દોડી રહ્યાં છે–કતપર ગામના ઝૂંબામાં, ઉઘાડા ને અધભૂખ્યાં સૂતેલ બાળકોની પાસે; ને હુ એનાં જીવનની રેખાઓ દોરવા માટે એનાં કલેજાં પરનાં વિસ્મૃતિ-ઢાંકણાં ખેચી ખેચી નગ્ન વેદના–દેહ નિહાળતો હતો! Drawing them naked indeed!

રાતના સાડા ત્રણુ વાગે જ્યારે સ્ટેશન પર જતો હતો ત્યારે નવી ચણુાયલ એ દુકાનોમાં પેટ્રોમેક્સ બળતી હતી : સાથીએ કહ્યુ : "ભાઇ, ગાનારીઓ આહી સૂતી હશે–ફાટલતૂટલ ગુણ-પાટમાં હુંટીઆં વાળીને."

અંતર્યામીએ ઉમેર્યું : "—ને એ સાતે કલેવરોનાં અંતઃકરણો દોડી રહ્યાં હશે અત્યારે કતપરના ઝૂંબાઓની અંદર : ઉઘાડાં છૈયાંને પંપાળવા સારૂ."

## મા !

સાગરનાં ભવ્ય સૌંદર્ય ભાખતી કવિતાઓ થોડીઘણી વાચી છે થોડીએક લખી પણ છે પરન્તુ જેના જોધાર દીકરા અને ધણીઓ પેટને ખાતર એ કાળને ખોળે પોતાના પીંજર સોંપીને એક દિન અચાનક તણીએ જાય એવા છે, તેવી આ માતાઓ અને પત્નીઓના અસહાય, રૂંધાયલા આંસુને દીઠ્યા પછી એ કાવ્ય-લહરીઓ સરી પડે છે ઓગરી જાય છે એ

“જલધિ-જલ દલ ઉપર દામની દમકતી
યામિની વ્યોમ સર માંહી સરતી”

જેવી કાન્તના ‘સાગર-શશી’ની રેખ્યચ્યૂર કલ્પનાઓ . દિલમાંથી ઉતરી જાય છે એ

“સાગર સખે મુજ કાનમાં એવું કઇ તો કહે !
“જીવવું મીઠું લાગે મને એવુ કઇ તો કહે !

એવા ન્હાનાલાલ કવિના ગરવા સાગર-સંબોધનોનો નશો. ઝનકતી ઉપમાઓથી ભરપૂર એ દેશભક્તનું ‘સાગર-સંગીત’ અને

માલા ગુંથી ગુંથી લાવે સાગર રાણો
પુલડાં ગુંથી ગુંથી લાવે;
ધરતીને હૈયે પે'રાવે સાગર રાણો
પુલડાં ગુંથી ગુંથી લાવે.

એવા મારા ય થોડાક નખરાળ રૂપકો અત્યારે કેવળ કલ્પના–ખેલ શા ભાસે છે. ધરતી ઉપર સલામત પગ ટેકવીને ઉભેલા સુખી સાહિત્યકારોએ જ સાગરના સુનીલ રંગોને, ગગન–ગેલતા જલ–તરંગોને, લાખ લાખ શાર્દુલો શા ઘુઘવતા ભરતી–ઓટોને કે ચંદ્ર આલીંગવા ઉછળતી મસ્ત લહરીઓને કૈં કૈં લાડીલી ગાથાઓમાં ઉતારી રમાડેલ છે. પણ સાચું જીવન–કાવ્ય એમાં નથી સંભળાતું. સાચા સ્વરો તો ઝીલે છે એ શાયર, કે જેણે જગતના કરોડો ખલાસી બાળકોની ફફડતી જનેતાને હૈયે કાન માંડ્યા હશે.

The mother who hath a child at sea જેનું બાળ દરિયા ખેડી ગયું છે એવી કોઇ મા.* એની આંખો જ્યારે એકાએક કોઇ અજવાળી રાત્રિયે ઘેરાતી વાદળીઓના વૃંદમાં ગૌર ગૌર

---

*There's an eye that looks on the swelling cloud;
Folding the moon in a funeral shroud;
That watches the stars dying one by one;
Till the whole of heaven's calm light hath gone.
There's an ear that lists to the hissing surge,
As the mourner turns to the anthem dirge.
That eye ! that ear ! oh, whose can they be,
But a mother's who hath a child at sea ?

ચંદ્રને અહાનો જોતી હશે ત્યારે પ્રિયતમાઓની અનંત-તગ સાથે ગૅનતો કોઇ આશક નહિ પણ કાળના કંદનમાં જીવતો લપેટાઇ રહેલ કોઇ લાડીલાડ માતાનો ખોટયનો બેટો દેખાતો હશે એને ગગનનો ચાંદનો ઇશ્વરની કરેડો આંખોની ઉપમા પામેલા તારાઓને એ નાવિક-જનેતાની નયન-ઝીઝીઓ એક પછી એક કાઇ ગળ-ગર્તમાં દફનાતા પુત્રો સમા પેખતી હશે પૃથ્વીના આરામ-સેરતા શાયરને કાને પ્રભુમહિમાનું મહાગાન સભળાવતો આ વિરાટ ભજનિક વારિધિ કેવો લાગતો હશે એ મધરાતના જાગરણ એચનાર વૃદ્ધ ખારવણને ? વિર-ફુફાડતા એ કાળા ઝેબાણ ફણી-ધર જેવો સિંધુ-સંગીતની એ તાનબદ્ધ ખંજરીમાંથી કયા એ કાનને છાતીફાટ મરશીઆના ધ્રુસકા સભળાતા હશે ! કાની હશે એ ફાટી રહેલી આંખ !

That eye ! that ear ! oh whose can they be
But a mother's who hath a child at sea.

એ આંખ એ કાન ઓહ અન્ય કોના હોય એ ?
સાગર-ખેપે ગયેલા બેટાની માતના —

૨

* ગળતી જતી મધ્યમ રાતને પહોરે એક પછી એક ચડતા તોફાન-ચિહ્નો કે ફરચનિયાળા બે ગાલોને રૂની પુણીઓ શા ફિક્કા

---

2

*There's a cheek that is getting ashy white
As the tokens of storm come on with night

રક્તશૂન્ય બનાવી રહેલ હશે ત્યારે ને માથે મૃત્યુ-તાંડવની જમાવટ કરતા ઘન અંધારને એકી ટગે પેખી રહેલ એક જર્જરિત કલેવર પોતાના કુબાની બારીએ ઉભુ ઉભુ થીજી ગયુ હશે છલાંગી છલાંગીને ત્રાડ પર ત્રાડ દઈ દઈ કિનારાની ભેખડો માથે થપાટો મારતા ગાંડાતૂર જળ-લોઢ ગણતી એ નયન-મીટ સમુદ્ર પર મંડાઈ રહી હશે કોના હશે એ ગાલ! કોનુ એ કલેવર! કોની એ મીટ! હા! હા! બીજા કોના હોય એ? જેનો જાયો દરિયે ગયેલ હશે તેવી મા જનેતાના જ તો।

૩

* ઘેનાતૂર સાગર-નીરને ફટકાવવા ધસનાર ઓતરાદા વાયરાની સુસવાટીઓ એ વૃદ્ધાના લોહીને થીજાવી દેતી હશે વિજળીની પહેલવહેલી લોહીવરણી રેખાઓને ભાળતા જ એના કલેજામા ઠંડો

---

There s a form that's fixed at the lattice pane,
To mark how the gloom gathers over the main
While the geasty billows lash the shore,
With loftier sweep and hoarser roar
That cheek! that form! oh whose can they be,
But a mother's who hath a child at sea?

3

*The rushing whistle chills her blood,
As the North wind hurries to scourge the flood,
And the icy shiver spreads to her heart,
As the first red lines of lightning start

હીમ થરેરાટ મચતો હશે. ખદખદ ઉકળતા સમદર–ચરૂની સામે મ્હોં ફાડતી અને જોરથી આંગળાં ભીડતી એ નિસ્તબ્ધ ઉભી રહે છે. ઓહ ભાઇ! એના આ ગભરાટથી તમે ચકિત થતા ના. કારણ કે—

"She is a mother who hath a child at sea."

દરિયે સફર ખેડતા દુધમલ પુત્રની એ માવડી છે.

૪

*એની કલ્પનામાં ખડું થાય છે એ ભીષણ દૃશ્ય : ડાચાં ફાડતાં મોજાં વચ્ચે ઓરાયલું એકાકી વહાણ : ખડ ખડ થઇ

---

The ocean boils! all mute she stands,
With parted lips and tight-clasped hands.
*Oh! marvel not at her fear, for she*
Is a mother who hath a child at sea.

4

*She conjures up the fearful scene
Of yawning waves, where the sheep between,
With striking keel and splintered mast
Is plunging hard and foundered fast.
She sees her boy with lank drenched hair,
Clinging on to the wreck with a cry of despair,
Oh the vision is maddening: no grief can be
Like a mother's who hath a child at sea.

ભાગેલો એનો કુવાથંભ, અને ખડકે પર પછડાટા ખાતું એનું તળીયું : ઉચકાઇ ઉચકાઇને વહાણ પછડાય છે : જાણે પાતાળ-ગર્તે ઉતરતું જાય છે . એવા કો' વહાણને માથે ઉભો હશે મારો એકનો એક છોયો-માથાબોળ મોજાના માર ઝીલતો, ધામઝ ઉલેચતો, અને આખરે 'હે અલ્લા ! હે અલ્લા !' એવી હતાશાની ચીસ નાખીને ડૂબતા વહાણને ચોટી પડનો !—ઓહ, પાગલ કરી મૂકનાર એ કલ્પના છે. નથી, નથી બીજી એવી એકેય હાય જગતમા, દરિયો ખેડતા છોયાની માતૃ-છાતીમાથી ઉઠે છે તેની.

૫

* એ માવડીનુ માથુ ચક્કર ફરે છે. લમણા દબાવીને એ પગ ઠેરવવા મથે છે, નમે છે, ને જ્યારે વાવડો દૂ દૂ દ બોલે છે, ગગન કડકડે છે, ત્યારે એ એકાકી મા દૈવે હાથ જોડીને ધુટણીએ પડે છે. 'અલ્લા ! અલ્લા ! અલ્લા !' એ બદગીના સૂર એના હૈયામા જ ગુંજે છે, હોઠે નથી આવતા. એના હોઠ ન ઝીલી શકે તેવી હદી

---

5

*She presses her brow, she sinks and kneels,
While the blast howls on and the thunder peals
She breathes not a word, for her passionate prayer
Is too fervent and deep for the lips to bear.
It is poured in the long convulsive sigh,
In the straining glance of an upturned eye,
And a holier offering cannot be,
Than the mother's prayer for her child at sea.

ને આર્દ્રભરી એ પ્રાર્થના છે. એ પ્રાર્થના તો હલનાર છે માતાના હરએક દિલવલોવણ નિઃશ્વાસમાં, અને એની ગગને મંડાયલી આંખોના ઝૂરતા દૃષ્ટિપાતમાં. નથી, જગતમાં નથી કો એવી પુનિત આહૂતિ—કે જે દરિયે પળેલા દીકરાની માત-પ્રાર્થનાની તોલે આવે.

૬

* આહા ! હિમુપાશોની લગામો તોડનારે વછૂટતા ઝંઝાવાતો મારા બંધનવિરોધી પ્રાણને બહુ બહુ ભાવે છે. ગરૂડની સરસ્વતી જલદ પાંખો જેવા એના વેગ-ઝંકાર પર હું ફિદા છું. પરંતુ હવે પછી તો એ પવન-હુંકાટાનો વિચાર કરતાં જ મારા અંતરમાં એક વેદના જાગશે. મારા નિર્બંધ પ્રાણની મસ્તી પોચી પડશે, મારો હર્ષોન્માદ ઉંડાણે ઉતરશે—કારણ કે મને સાંભરી આવશે એ વરોળ-ધ્વનિ ચડી બરનીંદરે ફફડી ઉઠતી એક માતા, જેનો બેટડો દરિયાની ખેપે પળ્યો હશે.

---

6

*Oh ! I love the winds when they spurn control,
For they suit my own bond-hating soul;
I like to hear them sweeping past,
Like the eagle's pinions, free and fast.
But a pang will rise with sad alloy
To soften my spirit and sink my joy
When I think how dismal their voice must be
To a mother who hath a child at sea.

[ Eliza Cook ]